

શ્રી. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય

A[illegible] P[illegible] Ahmedabad.

સ્વ. શરદબાબુ કૃત—

# બિન્દુ

અનુવાદકો
ચન્દ્રકાન્ત મહેતા
મનુભાઈ જોધાણી

જીવનલાલ એન્ડ કંપની
અમદાવાદ અને મુંબઈ-૨

# નિવેદન

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું આ વર્ષનું આ પાંચમું-છેલ્લું પુસ્તક પ્રગટ થાય છે. આ પુસ્તકનું નામ 'બિન્દુનો છોકરો' નક્કી કરેલું, પણ તે ઠીક ન લાગવાથી એનું નામ 'બિન્દુ' રાખેલું છે. શરદબાબુની આ ટુંકી ગૃહકથા વાંચકોને ગમશે એમ માનીએ છીએ.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળામાં આવતા વર્ષ (ઇ. સ. ૧૯૪૦)નું પહેલું પુસ્તક 'સુરેખા' નામે ઇ. સ. ૧૯૩૦-૩૨ની સાલની ગુજરાતની અહિંસક લડતનું તેમજ અત્યારનાં યુવક-યુવતીઓનાં માનસ તથા નવીન જાગૃતિની મહેચ્છાઓનું યથાયોગ્ય ચિત્ર રજુ કરતી મૌલિક નવલકથા અપાશે. પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી. રમણલાલ વ. દેસાઈની 'દિવ્યચક્ષુ' પછી એ કોટિની આ બીજી નવલકથા ગણાશે એમ અમે ધારીએ છીએ.

જે ગ્રાહકોએ સને ૧૯૩૯નું લવાજમ ભર્યું છે તે આ પુસ્તક સાથે પુરૂં થાય છે. તેમને નવા વર્ષનું લવાજમ વહેલી તકે મોકલી આપવા વિનંતી છે.

આવતા વર્ષમાં ઉત્તમ પુસ્તકો આપી શકીએ તે માટે આપના સહકારની અમે આશા રાખીએ છીએ; તો દરેક ગ્રાહક એકેક નવું ગ્રાહક વધારી આપે તેટલી આશા વધુ પડતી નહિ ગણાય.

ઑગસ્ટ ૧૯૩૯,
અમદાવાદ.

પ્રકાશકો

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનાં ઈ. સ. ૧૯૩૯નાં

# પાંચ પુસ્તકો

**સુવાસચંદ્ર** : [ શરદબાબુ કૃત સુન્દર શ્રેષ્ઠ નવલકથા 'વિપ્રદાસ'નો ભાષાનુવાદ ] ૨–૮–૦

**હૃદયત્રિપુટી** : રાજવી કવિશ્રી કલાપીનાં આ કાવ્યો ઉપર **અને** શ્રી. નવલરામ જ. ત્રિવેદીની સવિસ્તર **બીજાં કાવ્યો** નોંધ, ટિપ્પણ, સમજુતી વગેરે સાથે કલાપીનું જીવન પણ, માનનીય શ્રી. મુનશીજીના પુરોવચન સાથે છે. ૧-૧૨-૦

**કમાલ** : તૂર્કિના તારણહાર આતાતૂર્ક કમાલનું સંપૂર્ણ જીવનચરિત્ર : ઘણાં ચિત્રો સાથે. ૨–૦–૦

**સહચરીની શોધમાં** : માર્મિક કટાક્ષભરી હાસ્યરસ પ્રધાન મૌલિક નવલકથા ( સેટાયર ) ૧–૮–૦

**બિન્દુ** : શરદબાબુની ઘરસંસારી નાજુક નવલિકા ૦–૮–૦

[ **આ પાંચ પુસ્તકો રૂ. ૪–૪–૦માં મળશે.** ટ. ખ. જુદું ]

**વાર્ષિક લવાજમ** : પોસ્ટેજ સાથે–

| દેશમાં | બરમા અને પરદેશ માટે |
|---|---|
| ૫–૦–૦ | ૬–૪–૦ |

**જીવનલાલ એન્ડ સન્સ**

**અમદાવાદ અને મુંબાઈ–૨**

[ ૧ ]

યાદવ મુકરજી અને માધવ મુકરજી—બન્ને સગા ભાઇ નથી એ વાત તો તે પોતે જ ભૂલી ગયા છે, એટલું જ નહિ પણ બીજાઓ સુદ્ધાં તદ્દન ભૂલી ગયા છે. ગરીબ યાદવે અનેક કષ્ટો સહન કરીને પોતાના નાનાભાઈ માધવને કાયદાની પરીક્ષા પાસ કરાવી હતી, અને ઘણી મહેનતે ધનાઢ્ય જમીનદારની એકની એક સન્તાન—પુત્રી બિન્દુ-વાસિનીને પોતાના નાનાભાઈ સાથે પરણાવીને ભાતૃ—પત્ની તરીકે લાવવા સમર્થ થયો હતો. બિન્દુવાસિની અતિ રૂપવતી હતી. પહેલવહેલાં જે દિવસે તેણે પોતાના અતૂલ રૂપ અને દશ હજાર રૂપિયાની પ્રોમીસરી નોટો લઇને ઘરમાં પગ મૂક્યો તે દિવસે મોટી વહુ અન્નપૂર્ણાની આંખો હર્ષાશ્રુથી ઉભરાઈ ગઈ હતી. ઘરમાં સાસુ—નણંદ કોઈ જ ન હતું. કુલ મુખત્યાર તે પોતે જ હતી. નાનીવહુની હડપચી ઉંચી કરી તેણે તે દિવસે પોતાના પાડોશીઓને સગર્વ સંભળાવેલું કે "ઘરમાં વહુ તો આવી જ લવાય. સાક્ષાત્ લક્ષ્મીની પ્રતિમા !"

પણ એ દિવસમાં જ તેને પોતાની ભૂલ સમજાઈ. એ દિવસમાં જ તેને ખબર પડી ગઈ કે નાની વહુ જે અતુલ રૂપ અને હજારો રૂપિયા લઇને આવી છે, તે તેના કરતાં ચાર ગણો અહંકાર અને અભિમાન પણ સાથે લેતી આવી છે. એક દિવસ મોટી વહુએ પોતાના પતિને એકાંતમાં કહ્યું: "અરે, રૂપ અને રૂપિયાની ગાંસડી જોઇને વહુરાણી ઘરમાં લાવ્યા છો, પણ તે તો કાળી નાગણ છે નાગણ!"

યાદવને એ વાત ઉપર વિશ્વાસ આવ્યો નહિ. તે માથું ખંજવાળતો બે ચાર વખત 'એ–તો...' 'એ...તો...' કરતો કચેરી તરફ ચાલ્યો ગયો.

યાદવ તદ્દન શાન્ત પ્રકૃતિનો માણસ હતો. તે જમીનદારને ત્યાં મહેતાગીરીનું કામ કરતો હતો, અને ઘરે આવી પૂજા–પાઠમાં બેસી જતો. માધવ તેના મોટાભાઈ કરતાં દશ વર્ષે નાનો હતો અને વકીલની પરીક્ષા પાસ કરી હમણાં જ તેણે વકીલાત શરૂ કરી હતી.

તેણે પણ આવીને કહ્યું: "ભાભી! મારા મોટા ભાઇને રૂપિયા બહુ અગત્યની વસ્તુ થઈ પડી? થોડા દિવસ એમણે રાહ જોઈ હોત તો રૂપિયા તો ધંધો કરીને હું પણ લાવી શકત."

અન્નપૂર્ણાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ.

એ સિવાય બીજી પણ મુશ્કેલી એ હતી કે આ નાની વહુ ઉપર હુકમ ચલાવવાનું સહેલું ન હતું. તેને હીસ્ટીરીઆનું એવું ભયાનક દર્દ હતું કે, તેની સામે જોતાં જ ઘરનાં બધાં ચૂપચાપ બની જતાં, અને દાક્તરને બોલાવ્યા વિના

ઠેકાણું પડતું નહિ. પરિણામે આ લગ્ન કરવામાં ભયંકર ભૂલ થઈ ગઈ છે એવી માન્યતા આખા ઘરના બધા માણસોને બંધાઈ ગઈ હતી. ફક્ત યાદવને એ વાત ગળે ઊતરતી નહિ. તે સહુની સામે થઈને કહેતો કે: "નહિ, નહિ. તમે પછી જોજો તો ખરા! મારી વહુરાણીમાં જગદ્ધાત્રીનું રૂપ છે એ શું તદ્દન નિષ્ફળ જવાનું? એવું તે કેમ બને?"

એક દિવસ એવું બન્યું કે, નાની વહુ કોઈ એક નાની વાત ઉપર મોઢું ચડાવી ઉદાસ ચહેરે બેઠી હતી. તે જોઈ અન્નપૂર્ણાના હોશ ઉડી ગયા. અચાનક કોણ જાણે એને શું સૂઝયું કે દોડીને ઓરડામાં ગઈ અને દોઢ વર્ષના પોતાના ઉંઘતા દીકરા અમૂલ્યચરણને ઉપાડી લાવી બિન્દુના ખોળામાં મૂકી ચાલી ગઈ.

કાચી ઉંઘમાંથી જાગી ઉઠેલ અમૂલ્યચરણ રડવા લાગ્યો. બિન્દુએ બેહોશીના પંજામાં સપડાતાં પોતાની જાત ઉપર મહામુશીબતે કાબુ મેળવ્યો અને બાળકને છાનો રાખવા છાતી સરસો દાબી ઓરડામાં ચાલી ગઈ.

ઓથે ઉભી રહી અન્નપૂર્ણા આ જોઈ રહી હતી અને હીસ્ટીરીયા જેવા ભયંકર દર્દનું આવું સર્વોત્તમ ઔષધ સફળ સમજી તે હર્ષિત બની.

ઘરસંસારનો સઘળો ભાર અન્નપૂર્ણાને માથે હોવાથી તે પોતાનાં બાળબચ્ચાંની પૂરતી સંભાળ લઈ શકતી ન હતી. આખો દિવસ ઘરના કામકાજમાં ગુંથાઈ રહ્યા પછી જો રાત્રે તે ઉંઘવા પામે નહિ તો તેની તબીયત ઉથલી

પડતી. એટલે બાળકની સારસંભાળનો બોજો નાની વહુએ પોતાને માથે ઉપાડી લીધો.

લગભગ એકાદ મહિના પછી એક દિવસ સવારે બાળકને ગોદમાં લઇને બિન્દુ રસોડામાં આવી અને બોલી: " જીજી, અમૂલ્યચરણ માટે દૂધ ક્યાં છે ?"

અન્નપૂર્ણાએ પોતાના હાથમાં હતું તે કામ બાજુ પર મૂકી ડરતાં ડરતાં કહ્યું: " એકાદ મિનિટ થોભી જા બહેન ! હમણાં જ ગરમ કરી આપું છું."

રસોડામાં પેસતાં જ ઠંડું દૂધ એમનું એમ પડેલું જોઇને બિન્દુ ગુસ્સે થઈ ગઈ હતી. તેણે કઠોર અવાજે કહ્યું: " કાલેય તમને કહ્યું હતું કે આઠ વાગ્યા પહેલાં મારે દૂધ ગરમ જોઇશે, છતાં નવ તો વાગવા આવ્યા. આટલુંય કામ તમારાથી ન બનતું હોય તો મને ચોકખું કહી દેતાં કેમ નથી કે હું એનો બીજો રસ્તો તો કરૂં ?" અને રસોયણ તરફ ફરીને બોલી: " તને પણ એટલું ભાન નથી ? આખા ઘર માટે રાંધે છે તે બે મિનિટ પછી થાત તો શું ખાટુંમોળું થઈ જવાનું હતું ?"

રસોયણ તો બીકની મારી હેબતાઈ જઇને ચૂપ જ રહી.

અન્નપૂર્ણાએ જવાબ આપ્યો: " તારી પેઠે છોકરાને આંખમાં મેશ આંજવાનું ને શણગાર સજાવવાનું જ કામ જો અમારે હોત તો બધુંય યાદ રહેત. નાનીવહુ, એકાદ મિનિટ મોડું થાય તેય તમારાથી ખમાતું નથી ?"

નાનીવહુએ જવાબ આપ્યો: " આજથી જો તમે છોકરાના દૂધને હાથ લગાડો તો તમને ભારેમાં ભારે

સોગંદ છે; અને જો હું હવે તમને કોઈ દિવસ એ સંબંધમાં કંઈ કહું તો મને પણ સોગંદ છે."

આટલું કહેતાં તેણે છોકરાને ધબ્બ દઈને જમીન ઉપર બેસાડ્યો ને દૂધની તપેલી ઉપાડી ચુલા ઉપર મૂકી દીધી. આવા ઓચિંતા પછાડાથી અમૂલ્યે જોરથી ચીસ પાડી રડવા માંડયું. તે સાંભળી બિન્દુએ પાસે આવી, ચોંટિયો ભરી તેનો ગાલ ખેંચ્યો અને ધમકાવ્યોઃ "છાનો રે' હરામજાદા! છાનો રે'! જો અવાજ કાઢીશ તો જાનથી મારી નાખીશ."

બિન્દુને છોકરાના ગાલ ખેંચતી જોઈ દાસી ઘરમાંથી દોડી આવી અને બાળકને તેડી લેવા ગઈ એટલામાં બિન્દુએ એને ધમકાવીઃ "જા, જા. તું તારે તારૂં કામ કર."

દાસી તો ડરની મારી ત્યાં જ થાંભલો લઈ ગઈ. બિન્દુ કોઈને કાંઈ કહ્યા સિવાય ગુપચુપ છોકરાને ખોળામાં લઈ દૂધ ગરમ કરવા લાગી.

અન્નપૂર્ણા ગુપચુપ બેસી રહ્યાં. બિન્દુ દૂધ ગરમ કરી લઈને ત્યાંથી ગઈ તે પછી તેણે દાસીને કહ્યુંઃ "સાંભળીને એની વાત! તે દિવસે મેં જરા હસતાં હસતાં એને કહ્યું કે, 'નાનીવહુ, છોકરાને આજથી તું લઈ લે.' એ જોર ઉપર તો આજ મને એ આકરા સોગંદ આપી ગઈ."

ગમે તેમ—પણ અન્નપૂર્ણાનો પુત્ર બિન્દુવાસિનીના ખોળામાં આ રીતે ઉછરવા લાગ્યો. પરિણામ એ આવ્યું કે, બાળક કાકીને 'મા' અને માને 'જીજી' કહેતાં શીખી ગયો.

**ચાર** ચાર વર્ષનાં વ્હાણાં વાયા પછી મોટી ધામધૂમથી અમૂલ્યને નિશાળે બેસારવામાં આવ્યો તે દિવસે વહેલી સવારમાં અન્નપૂર્ણા રસોડામાં હતી એટલામાં બિન્દુએ બૂમ મારી, "જીજી, અમૂલ્યધન તમને પગે લાગવા આવ્યો છે. જરા બહાર તો નીકળો!"

અન્નપૂર્ણા બહાર આવી. અમૂલ્યનો ઠાઠ જોતાં આશ્ચર્યમાં તે દંગ થઈ ગઈ. છોકરાની આંખમાં આંજણ, કપાળમાં ચાંદલો, ડોકમાં સોનાની માળા, માથે સોનેરી ભરત ભરેલી ટોપી, ઓળેલા વાળ, પીળી કીનારની ચોપીને પહેરાવેલ ધોતલી, એક હાથમાં સુતળીનો ગાળીઓ નાખીને બાંધેલો ખડીઓ, અને બગલમાં નાનકડી ચટાઈમાં વીંટાળેલા થોડાંક તાડપત્ર!

બિન્દુ બોલી: "બેટા, જીજીને પગે લાગીને પ્રણામ કરો!"

અમૂલ્યે બિન્દુના કહેવા મુજબ પોતાની જનેતાને પ્રણામ કર્યાં.

તેના પગમાં નહોતાં મોજાં, કે નહોતા બુટ. સુધરેલા જમાનાનો પોષાક પણ પહેરાવેલો નહોતો. અન્નપૂર્ણાએ આવો વિચિત્ર પહેરવેશ જોઈ હસતાં હસતાં કહ્યું: "તેં તો આને ભારે લડાવ્યો લાગે છે. બાબુને ભણવા મોકલે છે?"

બિન્દુએ પણ હસીને જવાબ આપ્યો: "હા. ગંગારામ પંડિતની ધૂળી નિશાળે એને બેસારવો છે. જીજી, એને આશિર્વાદ આપો કે આજનો દિવસ એના જીવનમાં સાર્થક નીવડે."

પછી નોકર તરફ જોઈને બોલી: "ભૈરવ, પંડિતજીને મારું નામ દઈને ખાસ કહેજે કે મારા બાબુને કોઈ મારે–પીટે નહિ. અને જીજી! આ પાંચ રૂપિયા લ્યો. ખૂબ સારી રીતે સીધું તૈયાર કરી તેમાં પાંચ રૂપિયા મૂકીને કદમ સાથે પંડિતજીને ઘેર મોકલી દેજો." કહી અંતરના ઉંડા પ્રેમથી ઉલ્લાસમાં આવી જઈ તેણે બાબુનાં ઓવારણાં લીધાં, અને બાબુને ગોદમાં તેડી લઈ ઉપર ચાલી ગઈ.

અન્નપૂર્ણાની બન્ને આંખો આંસુથી ઉભરાઈ ગઈ. તેણે રસોયણને કહ્યું: "બાબુમાંથી જરાય ફૂરસદ મળતી નથી. આખો દિવસ બસ બાબુ–બાબુ–ને બાબુ જ: બીજી વાત નહિ. આ તો હજુ પેટનો નથી, પણ પેટનો હોત તો વળી કોણ જાણે શુંય કરત!"

રસોયણે જવાબ વાળ્યો: "ભગવાને એટલે જ સિમંત આપ્યું નથી. અઢાર ઓગણીશ વરસની તો થઈ...!"

વાત પૂરી થઈ નહિ, એટલામાં તો નાની વહુ બાબુને મૂકી એકલી દોડતી આવીને બોલી: "જીજી, મારા જેઠને

કહીને આપણા ઘરની સામે જ નિશાળ ન ખોલાવી શકાય? બધુંય ખર્ચ હું આપીશ!"

અન્નપૂર્ણા હસી પડીને બોલી: "હજુ બે ડગલાંય એ ગયો નથી એટલામાં નાની વહુ! તું આમ આકુળ-વ્યાકુળ બની ગઇ? તારાથી એકલા રહેવાતું ન હોય તો તુંય સાથે જાને!"

બિન્દુ શરમાઈ ગઈ, ને હસીને બોલી: "જીજી, એટલી વ્યાકુળ તો નથી થઈ, પણ વિચાર થાય છે કે, આંખથી દૂર રાખવો એ એક વાત છે ને આંખ સામે રાખવો એ બીજી વાત છે. સાથે ભણનાર છોકરાં બધાં રહ્યાં તોફાની એટલે કોઈ એને નાનો જાણીને મારે કરે તો?"

અન્નપૂર્ણાએ કહ્યું: "એટલે? છોકરાઓ તો અંદરો અંદર મારપીટ કરવાના જ. અને નાની વહુ! છોકરાં તો સહુને સરખાં વહાલાં હોય. એમનાં માબાપ કઠણ છાતી કરીને પોતાનાં છોકરાંઓને ભણવા મોકલે છે, તો તું કેમ ન મોકલી શકે?"

બીજાંઓની સાથે સરખામણી કરવાનું બિન્દુને જરાય ગમતું નહિ તેથી મનમાં નારાજ થઇને બોલી: "તમારી વાતો તો હંમેશ એવી જ હોય છે, જીજી! ધારો કે કોઈ છોકરો બાબુની આંખમાં કલમનો ઘોદો મારી બેસે તો?"

અન્નપૂર્ણા તેના મનોભાવ પામી જઇને હસતાં હસતાં બોલી: "તો પછી દાક્તરને દેખાડજે. પણ તને સાચું જ કહું તો—સાત દિવસ ને સાત રાત હું બેસીને વિચાર કર્યા કરત તોય મને આંખમાં ઘોદો મારવાની વાત મગજમાં

બેસત નહિ. આટલા બધા છોકરા ભણે છે, પણ કોઇની આંખમાં ઘોદો માર્યાની વાત મેં હજુ કયારેય સાંભળી નથી."

બિન્દુએ કહ્યું: "તમે ન સાંભળી હોય તેથી શું એવું બને જ નહિ એમ માની લેવું? શું થવાનું છે એ વાત અગાઉથી કોણ જાણી શકે છે? વારૂ, પણ તમે એક વખત વાત કહી જુઓ, પછી જે થશે તે જોઈ લેવાશે."

અન્નપૂર્ણાએ ગંભીર થઈ જવાબ આપ્યો: "શું થશે એ તો અત્યારથી જ દેખાય છે. તેં ધાર્યું હશે તે પુરૂં કર્યા વગર તું થોડી જ રહેવાની છું? પણ હું એવી દુનીઆથી ઉલટી વાત તો મારે મોંયે નહિ કહી શકું. વળી, તું કયાં એમની સાથે નથી બોલતી! તું જ કહેજે ને!"

સાંભળતાં જ બિન્દુને પગથી માથા સુધી ઝાળ ઉઠી. તે બોલી: "કહીશ જ સ્તો! કેમ નહિ કહું? રોજરોજ એટલે બધે દૂર હું મારા બાબુને મોકલવાની નથી. ભલે એથી કોઇને સારૂં લાગે કે માઠું, અને ભલે એ અભણ રહે. એલી કદમ! તને સીધું આપવા જવાનું કહ્યું હતું કે નહિ? મ્હોં ફાડીને સામું જોઈ ઉભી શું રહી છું?"

બિન્દુની ક્રોધજ્વાળાઓ જોઈ અન્નપૂર્ણા ગભરાઇને બોલી: "સીધું કાઢી દઉં છું. નાની વહુ, આટલી ઉતાવળી શું થઈ જતી હોઇશ! ઠીક, શું તારો બાબુ કયારેય મોટો નહિ થાય? તું એને કાયમ ખોળામાં જ રાખીને બેસીશ? એ વાતનો વિચાર જ કેમ કરતી નથી?"

પણ નાની વહુએ એ વાતનો જવાબ આપવાને બદલે કદમને કહ્યું: "કદમ, સીધું આપીને પંડિતજીની

વગરજ બાળુને માથે મૂકજે અને પછી સાવત્રીને સાથે તેડી લાવજે. ને પંડિતજીને કહેજે કે, સાંજે જરા ઘર સુધી આવી જાય. જે સમજે જ નહિ એને સમજાવવાં પણ કઈ રીતે? હું કહું છું કે 'નાનો દેખી કોઈ મારે;' તો એ કહે છે કે—'શું એને હંમેશાં ખોળામાં ઢાંકી રાખીશ?' શું કરૂં ને શું નહિ એ માટે સલાહ લેવા હું આવી નહોતી." કહેતી જવાબની રાહ જોયા વગર તે ગુસ્સામાં ને ગુસ્સામાં ગણગણતી ચાલી ગઈ.

એનો રંગઢંગ જોઈ અન્નપૂર્ણા તો ત્યાં ને ત્યાં સ્તબ્ધ થઈ ગઈ. કદમ બોલી: "હવે મોડું કરો મા, મોટી વહુ! વળી એ હમણાં પાછાં આવશે. એણે મનમાં એક વખત નિશ્ચય કર્યો હશે તે વિધાતા આવે તોય ફેરવવાનાં નહિ."

તે દિવસે સાંજે મોટાબાબુ (યાદવ) અફીણની કાંકરી લઈને પથારીમાં આડે પડખે પડ્યા પડ્યા હુક્કાની નળી મોંમાં રાખી નશામાં ચકચુર બન્યા હતા એટલામાં બારણાની સાંકળ ખખડી.

યાદવે મહામુશીબતે આંખો ઉઘાડી પૂછ્યું: "કોણ?"

અન્નપૂર્ણાએ ઓરડામાં પગ મૂકીને કહ્યું: "નાની વહુ તમને કંઈ કહેવા આવી છે, જરા સાંભળી લ્યો."

યાદવે ગભરાઈને પૂછ્યું: "નાની વહુ? કેમ વહુ-બેટા શું છે?"

નાની વહુ ઉપર એમને અપાર હેત હતું. નાની વહુએ વાત કહી નહિ પણ તેની વતી અન્નપૂર્ણાએ બધી વાત

કહી સંભળાવી: " તેના બાબુની આંખમાં નિશાળનો કોઈ વિદ્યાર્થી કદાચ કલમ ઘોંચી ન દે, એટલા માટે આપણા મકાનમાં જ એક નિશાળ તમારે ઉઘડાવી દેવી પડશે."

યાદવે હાથમાંથી નળી ફેંકી દઇને શંકાશીલ બની પૂછ્યું: " કોણે આંખમાં માર્યું? ક્યાં છે? જોઇએ!"

અન્નપૂર્ણાએ હુક્કાની નળી ઉપાડીને તેમના હાથમાં આપતાં હસીને કહ્યું: " અરે! કોઇએ માર્યું નથી, આ તો 'મારે તો'ની વાત થાય છે."

યાદવે સ્વસ્થ થઇને ઉચ્ચાર્યું: " ઠીક, આ તો ' કોઇ મારે તો'ની વાત છે. હું તો સમજ્યો કે..."

બિન્દુ કમાડની ઓથમાં ઉભી ઉભી બળીને ખાખ થઈ ગઈ. તે ધીમેથી બોલી: " જીજી, તમે કહેતાં'તાં ને કે સમાજથી ઉલટી આવી વાત મારાથી નહિ થાય? તે અત્યારે તો તમે જ બધી વાત રંગમાં આવીને કહો છો!"

અન્નપૂર્ણા પણ સમજી ગઇ હતી કે તેના કહેવાની રીત બરાબર નહતી અને તેનું પરિણામ પણ સારૂં નહિ આવે. હવે આ ધીમા સ્વરના ગૂઢાર્થને હૃદયંગમ કરતાં ખરેખર તે ડરી ગઈ અને ગુસ્સો ગરીબ ગાય જેવા પતિ ઉપર ઉતાર્યો. તેને સંબોધીને તે બોલી: " અફીણના કેફમાં માણસોની આંખો તો બંધ થઇ જાય છે, પણ કાન પણ બહેરા થઇ જતા હશે? મેં કહ્યું કંઇક ને તમે સાંભળ્યું કંઇક. બોલ્યા કે, ' ક્યાં છે જોઉં!' મેં ક્યાં તમને કહ્યું છે, કે બાબુની આંખ કોઈ છોકરાએ ફોડી નાખી છે! મારે તો બધી કોરથી આફત!"

કંઈ પણ હરકત વગર યાદવને અફીણનો કેફ ઉતરવાની વેળા આવી પહોંચી. તેણે કર્તવ્ય વિમૂઢ બનીને પૂછ્યું: "કેમ શું થયું છે?"

અન્નપૂર્ણાએ ગુસ્સામાં જવાબ આપ્યો: "જે થયું તે સારૂં જ થયું. આવા માણસો સાથે વાત કરવી એટલે ઝખ મારવી. મારા નસીબનો જ વાંક છે." આમ બોલતી બોલતી તે ઓરડામાંથી બહાર નીકળી ગઈ.

યાદવ બોલ્યો: "શું થયું છે, વહુરાણી! જરા ખુલાસાથી તમે તો વાત કરો!"

બારણા ઓથે ઉભાં ઉભાં ધીમેથી બિન્દુએ જવાબ આપ્યો: "બહારની પરસાળમાં એક બાળશાળા બોલાવીએ તો—"

યાદવે કહ્યું: "એમાં તે કઈ મોટી વાત છે, વહુરાણી! પણ એમાં ભણાવશે કોણ?"

બિન્દુએ કહ્યું: "પંડિતજી આવ્યા હતા. તેને જો મહિને દિવસે દશ રૂપિયા મળ્યા કરે તો એમની નિશાળ અહીં બદલવાને તેમને જરાય હરકત નથી. મારા વ્યાજના જમા થયેલા રૂપિયામાંથી આ બધો ખર્ચ કરવાનું હું કહું છું."

યાદવે સંતુષ્ટ બની જવાબ આપ્યો: "સારી વાત છે. કાલે જ માણસોને કામે લગાડી દઈશ. ગંગારામ જો એની નિશાળ અહીં લાવે તો એનાથી રૂડું શું?"

જેઠનો હુકમ સાંભળતાં બિન્દુનો ક્રોધ ઉતરી ગયો.

તેણે હસતે મોઢે રસોડામાં જઈ જોયું તો અન્નપૂર્ણા મ્હોં ચડાવીને બેઠી હતી અને તેમની પાસે કદમ હાથના ચાળા કરતી બેઠી હતી. બિન્દુને આવેલી જોઈને 'એ–અરે–આ.. તો..' કહી ચૂપ થઈ ગઈ. પોતાની જ વાત ચાલતી હતી એ બિન્દુ સમજી ગઈ. તેણે પાસે જઈને કહ્યું: "કાં, બોલતાં કેમ અટકી ગયાં?"

બીકની મારી કદમની જીભ થોથરાવા લાગી. તેણે ડચકાં ખાતાં ખાતાં કહ્યું: "નહિ જીજી, એમ જ સમજોને, કે મોટી વહુએ જે કહ્યું હતું તે જ મેં કહ્યું. શું નામ....?"

બિન્દુએ તિરસ્કાર પૂર્વક કહ્યું: "જા, જા હવે. તું તારે તારૂં કામ કર!"

કદમ ચૂં કે ચાં કર્યા વગર જાન બચાવવા ત્યાંથી ભાગી નીકળી. પછી બિન્દુએ અન્નપૂર્ણાને કહ્યું: "મોટી શેઠાણી! સલાહકાર તો સારી શોધી કાઢી છે! મારા જેઠને કહી એનો પગાર વધારી દેજો!"

બિન્દુ જ્યારે ખુશ–મીજાજમાં હોય ત્યારે અન્નપૂર્ણાને 'જીજી' કહેતી અને ગુસ્સામાં હોય ત્યારે 'મોટી શેઠાણી' કહેતી.

અન્નપૂર્ણા ચીઢાઇને બોલી: "જા, જઈને કહી આવ. ભલે તારા જેઠ મારૂં માથું કાપી નાખે. અને તારા જેઠ પણ ક્યાં ઓછા છે? વાત વાતમાં બોલવા માંડશે–'શું છે વહુરાણી? શું કહો છો?... સારી વાત છે!' મેં તો ઘણીએ ભાગ્યશાળી વહુઓ જોઈ છે, પણ નાની વહુ, તારૂં નસીબ તો એ

બધીય કરતાં ચાર ચંદાવા ચડે. તું કેવું ભાગ્ય લઇને જન્મી છું કે ઘરમાં સહુ તારાથી ડરતાં રહે છે!"

બિન્દુને ક્રોધ તો આવ્યો હતો, પણ અન્નપૂર્ણાના બોલવાની રીત જોઇને તેનાથી હસી પડાયું. તે બોલી: "પણ તમે તો જરાય ડરતાં નથી."

અન્નપૂર્ણાએ જવાબ આપ્યો: "હું તારાથી નથી બીતી એમ! અરે એવું તે માનવજણ્યું કોણ છે કે તારૂં રણચંડી રૂપ જોઇને એનું હૃદય બંધ ન થઈ જાય! પણ નાની વહુ, આટલો બધો ક્રોધ કરવો કામનો નહિ. હવે તું કાંઈ નાની કહેવાય? છોકરાં થયાં હોત તો અત્યારે ચાર પાંચ છોકરાંની મા હોત. પણ તારો હું શું વાંક કાઢું? તારા જેઠે જ તને લાડ લડાવી લડાવીને આટલી બધી ચઢાવી મૂકી છે."

બિન્દુ બોલી: "ભાગ્ય લઇને જન્મી છું એ વાત તો માનવા જેવી ખરી. પણ જીજી, ધનદોલત, લાડ–પ્યાર તો ઘણાંખરાંને મળે છે. એ કંઈ બહુ મોટી વાત નથી. પણ મારા જેઠ જેવા જેઠ મેળવવા માટે તો અનેક જન્મ તપ કરવું પડે, અને જન્મજન્માંતરનું તપ ફળે ત્યારે જ આવા જેઠ મળે. જે મારા નસીબમાં છે, તેને માટે જીજી, તમે પેટ શું કામ બાળો છો? વળી લાડ લડાવીને મારૂં માથું ફેરવનાર એ નથી. ખરૂં કહું તો આ લાડ લડાવીને મારૂં માથું ફેરવનાર તો તમે જ છો!"

અન્નપૂર્ણાએ હાથ લાંબા કરી કહ્યું: "હું? કહેનાર છે કોણ? મારો તો કડપવાળો કારભાર છે. પણ મારૂં

નસીબ જ ફૂટી બેઠું છે ત્યાં એ વાત કોને કહું ? મારૂં કોઈ સાંભળતું નથી. નોકર ચાકર પણ નાના મોટાનો ભેદ રાખ્યા વગર લાજ મર્યાદા છોડીને સામા ટપટપ બોલીને લડવા લાગે છે. એ બધાં ઘરનાં માલીક ને હું હિસાબમાં નહિ. એ તો હું છું કે આવું બધું સહન કરૂં છું. મારે ઠેકાણે કોઈ બીજી હોત તો......"

જેઠાણીની આવી સરળ વાતો સાંભળી બિન્દુ ખડ-ખડાટ હસી પડી. "જીજી, તમે તો સતજુગનાં છો, સતજુગનાં ! આવા યુગમાં તમે શીદ જન્મ્યાં ? આ હું રહી; પણ મારી સાથે તો કોઈ લડતું–ઝગડતું નથી." એમ કહી તે અન્નપૂર્ણાના પગ પાસે બેસી ગઈ અને તેના ગળામાં પોતાના બન્ને હાથ નાખી લાડ કરવા લાગી. "જીજી, કોઈ એકાદી વાર્તા કહોને !"

અન્નપૂર્ણાએ રોષથી તેને હડસેલી. "જા, અહીંથી !"

એટલામાં કદમ દોડતી આવી ને બોલી. "બા–બા ! અમૂલ્યધનનો હાથ સુડીથી કપાયો છે ને ચીસો નાખે છે."

બિન્દુએ તરત જ અન્નપૂર્ણાના ગળામાંથી હાથ ખેંચી લીધા અને ઝડપથી ઉઠીને બેઠી થઈ બોલી : "સુડી એને હાથ કયાંથી આવી ? તમે બધાં શું કરતાં હતાં ?"

"હું તો પેલા ઓરડામાં પથારીઓ કરતી હતી. કોણ જાણે, રમતા રમતા મોટી શેઠાણીના ઓરડામાં ગયા અને..."

"બસ–બસ જા, સાંભળ્યું બધું. બધું જ સમજી ગઇ." કહેતી બિન્દુ અંદર ચાલી ગઈ. થોડીવારે બાણુનાં

આંગળી ઉપર કપડાનો ભીનો પાટો વીંટાળી તેને કેડે તેડીને પાછી આવીને બોલી: "જીજી, તમને કેટલાય દિવસથી કહેતી આવી છું કે, આપણું ઘર રહ્યું બાળબચ્ચાંવાળું એટલે સુડી છુડી તમે સંભાળીને ઠેકાણે મૂકતાં હો તો–!"

અન્નપૂર્ણાના ક્રોધનો પાર રહ્યો નહિ: "વહુ! તું કેવી ઢંગ વગરની વાત કરે છે? તારો બાબુ ઓરડામાં જઇને હાથ કાપી લેશે એવી બીક રાખીને સુડીને શું તીજોરીમાં મૂકી રાખું?"

બિન્દુએ રોષથી જવાબ આપ્યો: "કાલથી એને હું દોરડેથી બાંધી રાખીશ એટલે પછી એ તમારા ઓરડામાં જ નહિ આવે." કહીને મોઢું ચડાવી ચાલતી થઈ.

અન્નપૂર્ણાએ કદમ સામે જોઈ કહ્યું: "એલી કદમ, સાંભળ્યું ને? એની આડાઈની વાત તો સાંભળ! સુડી ચાકુ શું લોકો તીજોરીમાં મૂકતાં હશે?"

કોણ જાણે પણ કદમ કાંઈ બોલ્યા વગર મ્હોં વકાસીને તાકી રહી.

એટલામાં બિન્દુ પાછી આવીને બોલી: "તમને હું સાફ સંભળાવી દઉં છું કે, જો તમે આપણી વાતમાં ઘરના નોકર ચાકરને ભેળવશો તો હું બાબુને લઇને મારે પિયર જતી રહીશ. મને એ નહિ પાલવે!"

અન્નપૂર્ણાએ જવાબ આપ્યો. "તે જાને, કોણે રોકી છે તને? પણ સાથે એટલુંય યાદ રાખજે કે પછી માથું કુટીને મરી જઇશ તોય અહીંથી તેડવા કોઇ નહિ આવે."

"મારે પાછું આવવુંય નથી." કહી બિન્દુ મ્હોં ફુલાવતી ચાલી ગઈ.

લગભગ બે કલાક પછી અન્નપૂર્ણા ધબધબ પગ પછાડતી નાનીવહુના ઓરડામાં ગઈ. ઓરડામાં એક ખૂણે ટેબલ ઉપર માધવચંદ્ર કેસના કાગળો ઉથલાવતા બેઠા હતા અને બિન્દુ પલંગમાં સૂતીસૂતી બાબુને વાર્તા કહી સંભળાવતી હતી.

અન્નપૂર્ણાએ અંદર આવી કહ્યું; "ચાલ ખાઇ, લે."

બિન્દુએ સામે જોયા વગર જ જવાબ આપ્યો : "મને ભૂખ નથી લાગી."

બાબુએ પોતાની કાકીને ગળે વળગી પડી કહ્યું: "નાનીમા આજે ખાવાનાં નથી. જીજી, તમે જાવ."

અન્નપૂર્ણાએ એને ધમકાવ્યો: "છાનોમાનો બેસી રહે. આ છોકરો જ બધા ઝગડાનું મૂળ છે. અત્યારે એને તું તારે લાડ લડાવ્યા કર, પણ પછી તને બધી ખબર પડશે. તે વખતે તું જ કહીશ કે, જીજી સાચું કહેતી હતી."

બિન્દુએ બાબુના કાનમાં ગુપચુપ કંઈક કહીને શીખવ્યું એટલે બાબુએ બૂમ પાડીને કહ્યું: "જીજી, તમે જાવને! અત્યારે નાનીમા મને રાજારાણીની વાર્તા કહી સંભળાવે છે."

અન્નપૂર્ણાએ એને ધમકાવ્યો ને પછી બિન્દુને ધમકી આપી: "નાનીવહુ! ભલું માનતી હો તો અત્યારે ઉઠીને ખાઈ લે. નહિ તો જો કાલ સવારે તમને બેયને અહીંથી ન કાઢું તો મારૂં નામ નહિ." કરીને જેવી આવી હતી તેવી રીતે પગ પછાડતી ચાલી ગઇ.

માધવે ઉંચું જોઇને પૂછ્યું: " આજ વળી તમારે બેયને શું થયું છે ?"

બિન્દુ બોલી: " જીજી ગુસ્સે થાય છે ત્યારે રોજ જે થાય છે તેનું તે જ સ્તો ! આજ મારી ભૂલમાં ભૂલ જે ગણો તે એ કે, મારાથી એમને કહેવાઇ ગયું કે—આપણું ઘર રહ્યું બાળબચ્ચાંવાળું એટલે સુડી—ચાકાં જરા સંભાળીને ઠેકાણેસર મૂકતાં હો તો ! બસ આટલી જ વાત. એમાં તો ક્યારનાં મારી પર ધુઆંફુઆં થઇ રહ્યાં છે."

માધવ બોલ્યો: " હવે ઝાઝી ગરબડ કર્યા વગર જઇને ખાઈ લ્યો. ભાભીની આ ધમાધમ સાંભળીને મોટાભાઇ કદાચ જાગી ઉઠશે."

બાળુને તેડી છાતી સરસો દાબી બિન્દુ હસતી હસતી રસોડા તરફ ચાલતી થઈ.

**સ**હોદર એ બાળકો જેમ પોતાની જનનીનો ખોળો ખુંદતાં મોટાં થાય છે એમ આ બન્ને માતાઓએ એક જ બાળકના વિસામે છ છ વર્ષનાં વહાણાં વીતાવી કાઢ્યાં. અમૂલ્ય પણ હવે મોટો થઈ ગયો હતો. તે સરકારી શાળામાં બીજું ધોરણ ભણતો હતો. માસ્તર ઘેર ભણાવવા આવતા તે સવારમાં ભણાવીને ચાલ્યા ગયા હતા. તે પછી અમૂલ્ય રમવા માટે ઘરની બહાર દોડી ગયો. આજે રવિવાર હોવાથી નિશાળો પણ બંધ હતી.

અન્નપૂર્ણાએ ઘરમાં પગ મૂકતાં જ કહ્યું: "નાનીવહુ, બોલો, મારે હવે શું કરવું તે તમે જ કહો."

બિન્દુ પોતાના ઓરડાની છો ઉપર આખી ઘરવખરી પાથરીને બેઠી હોય એમ કપડાનો ઢગલો કરી તેમાંથી અમૂલ્ય માટે કપડાં વીણતી હતી; કેમકે અમૂલ્ય આજે તેના કાકા સાથે એક ધનવાન અસીલને ત્યાં જમવાનું હોવાથી જવાનો હતો. બિન્દુએ ઉંચું જોયા વગર જ પૂછ્યું: "શું કહેવાનું છે જીજી?"

તે જરા નાખુશ દેખાતી હતી. અન્નપૂર્ણા જાતજાતના રંગબેરંગી પોષાક જોઈ દંગ થઈ ગઈ હતી. તેના ચહેરા ઉપરના ભાવ તે જોઈ શકી ન હતી. કેટલીક પળ ચૂપ રહ્યા પછી તેણે પૂછ્યું: " આ બધાં બાળુનાં કપડાં છે ? "

બિન્દુએ ટુંકો જ જવાબ આપ્યો: " હા. "

અન્નપૂર્ણા ઠપકો આપતી હોય એમ બોલી: " આમ પૈસા નકામા શીદ વેડફી નાખતી હોઇશ ? આમાંથી એકાદ કપડાની કીંમત જેટલામાંથી તો ગરીબનાં છોકરાંને આખું વર્ષ ચાલે એટલાં કપડાં થાય. "

બિન્દુ નારાજ થઈ ગઇ. છતાં સ્વભાવિક રીતે બોલી: "હા, થઈ શકે. પણ ગરીબ અને ધનવાન વચ્ચે થોડો ઘણો તો ફેર રહેવાનો જ. એવું દુઃખ મનમાં રાખ્યે શો ફાયદો જીજી ? "

અન્નપૂર્ણા બોલી: " મોટા તો જે હોય તે ખરા ! પણ વહુ, તારી તો દરેક વાતમાં ઉછાંદનો જ પાર નહિ. "

બિન્દુએ ઉંચું મ્હોં કરી અન્નપૂર્ણા સામે જોઇને કહ્યું: " જીજી, જે કહેવા આવ્યાં છો તે જ કહોને ! બીજી વાત સાંભળવાની મને જરાય ફુરસદ નથી. "

" તને ક્યારે નવરાશ હોય છે ! " કહી અન્નપૂર્ણા ગુસ્સે થઇને ચાલી ગઈ.

ભૈરવ બાળુને શોધવા ગયો હતો તે કલાકેક પછી તેને તેડી લાવ્યો. તેને જોતાં બિન્દુએ પૂછ્યું: " અત્યાર સુધી ક્યાં ગયો હતો ? "

અમૂલ્ય બીકનો માર્યો ચૂપ ઉભો રહ્યો. પણ ભૈરવે કહ્યું: " એ તો શેરીમાં ખેડુતોના છોકરાઓ સાથે મોઈ-દાંડીએ રમતા હતા."

આ રમતની બિન્દુને બહુ બીક હતી અને તેથી રમવા જવાની તેને ના કહી હતી. છતાં બાણુ આજે રમવા ગયો હતો તે સાંભળી તે તપી જઈને બોલી: " મોઈદાંડીએ રમવાની તને ના નથી પાડી ?"

બીકથી બાણુનું લોહી ઉડી ગયું. તે ફફડતો બોલ્યો: " હું તો એક બાજુ ઉભો હતો, પણ એમણે બધાએ મને પરાણે રમાડયો. "

" તને પરાણે રમાડયો ! ઠીક, અત્યારે તો બહાર જવું છે એટલે જા. પછી તારી વાત છે." કહી બિન્દુ એને કપડાં પહેરાવવા લાગી.

બે મહિના પહેલાં અમૂલ્યને જનોઈ આપ્યું હતું. તે વખતે માથે ટકો કરાવેલો એટલે ટોપી પહેરતાં બાણુને મુશ્કેલી પડતી. પણ બિન્દુ એમ છોડે એવી ક્યાં હતી? તેણે તો પરાણે ટોપી પહેરાવી. ટકામુંડા ઉપર ટોપી પહેરીને બાણુ રડવા લાગ્યો. એટલામાં માધવે ઓરડામાં આવી પૂછયું: " હવે કેટલીક વાર થશે ?"

અને તરત જ અમૂલ્ય ઉપર નજર પડતાં તે હસી પડયો: " વાહ ! આ તો મથુરાનો બીજો કનૈયો બન્યો છે ને શું ?"

અમૂલ્યે શરમાઈ જઈને ટોપી કાઢીને દૂર ફેંકી દીધી

અને રડતો રડતો જઇ ખાટલામાં ઉંઘો સૂઈ ગયો.

બિન્દુ માધવ ઉપર તપી ગઈ. "એક તો છોકરો રડતો હતો, તેમાં તમે આવીને—"

માધવે ગંભીર બનીને કહ્યું: "અરે બાબુ! છાનો રહે. હવે રડ માં! લોકો ગાંડો કહેશે તો મને કહેશે. તું તારે ચાલ."

આવી જ વાત આ પહેલાં એક દિવસ થઈ ગઈ હતી અને તે દિવસે પણ બિન્દુ ખૂબ નારાજ થઈ હતી. આજે એ વાતની પુનરાવૃત્તિ થવાથી તે બળીને ખાખ થઈ ગઈ. "આ બધું હું જે કામ કરૂં છું તે ગાંડા જેવું કરૂં છું એમને?" કહેતી એ ઉભી થઈ અને ઉઠીને બાબુના માથા પર ગુસ્સામાં ને ગુસ્સામાં પંખાની દાંડીના પાંચ છ ફટકા લગાવી દીધા અને પછી કીંમતી મખમલનાં કપડાં પહેરાવ્યાં હતાં તે ખેંચીને કાઢી નાખ્યાં.

કજીઆનું મ્હોં કાળું ગણી ડરનો માર્યો માધવ બહાર ચાલ્યો ગયો અને જઇને ભાભીને કહ્યું: "ભાભી, એને ભૂત આવ્યું લાગે છે. જઇને જુઓ તો ખરાં!"

અન્નપૂર્ણાએ ઓરડામાં જઇને જોયું તો બાબુને પહેલાં પહેરાવેલાં બધા કપડાં બિન્દુએ કઢાવી નાખ્યાં હતાં ને સાવ સાદાં મામુલી કપડાં તેને પહેરાવતી હતી અને બાબુ બીકનો માર્યો મૂંગો મૂંગો તે પહેરી લેતો હતો.

અન્નપૂર્ણાએ પૂછયું: "નાનીવહુ, પહેલાંનો પોષાક તો એને ખૂબ શોભતો હતો. કાઢી કેમ નાખ્યો?"

સાંભળતાં જ બિન્દુ ઉઠીને સાડીનો છેડો ગળે વીંટાળી

બે હાથ જોડીને બોલી: "તમારે પગે પડું, મોટી શેઠાણી, અહીંથી જાવ તો! તમારે બધાને લીધે એ બીચારો જીવનો જશે."

અન્નપૂર્ણા છોભીલી પડીને શાંત ચુપચુપ ઉભી રહી.

બાબુનો કાન પકડી બિન્દુ તેને ઓરડાના એક ખૂણામાં લઈ ગઈને ત્યાં ઉભો રાખી બોલી: "તું જેવો કમજાત છોકરો છે તેવી જ તને સજા કરવી જોઇશે. આખો દિવસ અહિં તને પૂરી રાખવો પડશે. જીજી, તમે બહાર નીકળો. મારે બારણું બંધ કરવું છે." કહેતી તે બહાર નીકળી અને ઓરડાને સાંકળ ચડાવી દીધી.

બપોરે એક વાગ્યો એટલે તો અન્નપૂર્ણાથી રહેવાયું નહિ. તેણે પૂછયું: "નાનીવહુ, ખરેખર શું તું બાબુને ખાવા પીવાય નહિ દે! આખું ઘર ખાધા–પીધા વિના ભૂખ્યું એઠું છે એની ખબર નથી પડતી?"

બિન્દુએ જવાબ આપ્યો: "ઘરની વાત ઘર જાણે!"

અન્નપૂર્ણા બોલી: "આ તું કેવી વાત કરે છે, નાની વહુ? ઘરમાં છે તો આંધળાની આંખ જેવો એક જ છોકરો. અને એ ભૂખ્યો હોય ત્યાં સુધી–મારી–તારી વાત બાજુએ રાખ તોય–ઘરના નોકર ચાકરને ગળેય કોળીઓ કેમ ઉતરે?"

બિન્દુએ જીદ કરતાં જવાબ આપ્યો: "એમાં હું શું જાણું?"

અન્નપૂર્ણા સમજી ગઈ કે આની સાથે વાદ કરવામાં ફાવશું નહિ. તેથી તેણે ફોસલાવી પટાવીને તેને ઠેકાણે

લાવવા કોશીશ કરી. "હું તને આજીજી કરૂં છું. તારી મોટી બેનની એક વાત તો સાંભળ! આજ તું એને માફ કર. ભૂખ્યા પેટે બાબુને પીત્ત ઉછળી આવશે તો વળી માંદો પડશે ને હેત કરતાં દેત થશે અને એનું પરિણામ તારે જ ભોગવવું પડશે."

આ ધમકી સાંભળતાં બિન્દુ નરમ પડી ગઈ. તેણે કદમને બોલાવીને કહ્યું: "જા, લઈ આવ એને. પણ જીજી, હું તમને સાફ કહી દઉં છું કે, આજથી મારી વાતમાં કોઈ વચ્ચે બોલશો તો સાર નહિ કાઢો."

અને આજનો ઝગડો ત્યાં સુધી આવીને આગળ વધતો અટકી ગયો.

*

નાનાભાઇની વકીલાત સારી ચાલવા લાગી એટલે યાદવે પોતાની નોકરી છોડી દીધી અને પોતાની જમીનનો વહીવટ અને દેખરેખ રાખવા માંડી. નાનીવહુના દશ હજાર રૂપિયા તેના હાથમાં આવ્યા હતા તેને વ્યાજે મૂકીને આટલાં વર્ષોમાં બમણી રકમ કરી નાખી હતી. એ મુડીમાંથી થોડાક અને બીજા માધવની આવક ઉપર મદાર બાંધી લગભગ એકાદ માઇલ દૂર એક આલિશાન બંગલો બંધાવવાની ખટપટમાં એ પડ્યા હતા. લગભગ દશેક દિવસ ઉપર એ મકાન તૈયાર પણ થઈ ગયું હતું અને દુર્ગાપૂજા પછી એકાદ સારો દિવસ જોઈને વાસ્તુ કરવાનું નક્કી કર્યું હતું. એક દિવસ જમતાં જમતાં યાદવે નાનીવહુને કહ્યું: "વહુરાણી, તમારૂં મકાન તૈયાર થઈ ગયું છે. હવે એક દિવસ

જઈને જોઈ આવો કે એમાં કંઈ ખામી તો નથી રહી જતી ને!"

જેઠ જમવા બેસતા ત્યારે હજાર કામ છોડી દઈને પણ કમાડની ઓથે ઉભા રહેવાની બિન્દુને ટેવ પડી ગઈ હતી. દેવ તુલ્ય એ જેઠની ભક્તિ કરતી; સહુ કરે જ છે ને! તે બોલીઃ "કાંઈ ખામી રહે જ નહિ."

યાદવે હસતાં હસતાં કહ્યું: "વહુરાણી, જોયા વગર જ અભિપ્રાય આપી દીધો? સારૂ, સારૂ. પણ એક વાત છે. મારી એવી ઈચ્છા છે કે અમારાં-તમારાં જે કોઈ સગા-સંબંધી, લાગતા વળગતા જ્યાં હોય ત્યાંથી તેમને તેડાવીને સારો દિવસ જોઈ ગૃહદેવતાની પૂજા કરાવીએ. કેમ, ઠીક કે નહિ?"

બિન્દુએ ધીમેથી જવાબ આપ્યો: "જીજીને પૂછી જોઈશ. એ કહેશે એમ કરશું."

"ભલે. પણ વહુરાણી, તમે અમારા ઘરની લક્ષ્મી છો. તમારી ઈચ્છા મુજબ બધું કામ કરવાનું છે."

અન્નપૂર્ણા પાસે જ બેઠી હતી. તે હસીને બોલી: "અને કદાચ તમારી લક્ષ્મીવહુ જરા શાંત બને...."

યાદવે કહ્યું: "ભલા શાંત થવાની શી વાત છે? વહુરાણી તો મારી સાક્ષાત્ જગદ્ધાત્રી છે. વરદાન પણ આપે અને જરૂર પડયે તરવાર પણ ઉઠાવે. હું તો એવું જ ઈચ્છું છું. વહુરાણીનાં પગલાં ઘરમાં થયાં પછી મારે કોઈ દિવસ ઘરમાં જરા જેટલુંય દુઃખ રહ્યું નથી."

અન્નપૂર્ણા બોલી: "તમારી એ વાત તો સાવ સાચી છે. એના આવ્યા પહેલાંના દિવસો સંભારતાં તો ધ્રુજારી છુટે છે."

બિન્દુએ શરમાઈ જઈ એ વાતને દબાવી દેવા માટે કહ્યું: "આપ એ સહુને તેડાવો. આપણું એ મકાન પણ પૂરતું વિશાળ છે. કોઇને જરા જેટલી પણ મુસ્કેલી નહિ પડે. મરજીમાં આવે તો ચાર–છ મહિના ભલેને રહે!"

યાદવે ખુશી થઈ જવાબ આપ્યો: "એમજ કરશું. નાનીવહુ! કાલ જ હું સહુને તેડાવવાનો બંદોબસ્ત કરી નાખીશ."

એની બહેન અલોકેશાની સ્થિતિ સારી નહતી તેથી યાદવ વારંવાર તેને આર્થિક મદદ કર્યા કરતો. કેટલાય દિવસથી તે પોતાના પુત્ર નરેંદ્રને ભણવા માટે અહીં તેડાવી લેવા કાગળોમાં લખ્યા કરતી. એટલામાં એક દિવસ તે તેને તેડીને ઉત્તરવાડામાં આવી પહોંચી. તેનો પતિ પ્રિયનાથ શું કામકાજ કરતો તે ખરી રીતે તો કોઈ જ જાણતું નહિ–તે પણ બે ત્રણ દિવસમાં આવી પહોંચ્યો. નરેંદ્ર સોળ સત્તર વર્ષની ઉમ્મરનો હતો. તે પહોળી કિનારાની ધોતલી ચારે છેડે પહેરતો અને દિવસમાં આઠ દશ વખત તો છેલબટાઉ-ની પેઠે વાળ ઓળી પટીયાં પાડયા કરતો. તેનાં જુલફા ખરેખર જોવા જેવાં હતાં. સાંજે રસોડા પાસેની ચોકડીમાં બધાં બેઠાં હતાં તે વખતે અલોકેશી પોતાના પુત્રના રૂપ ગુણનાં બારોબાર વખાણ કરતી હતી.

બિન્દુએ પૂછયુંઃ "નરેન્દ્ર, તું કયા ધોરણમાં ભણે છે બેટા ?"

"ફોર્થ ક્લાસમાં. રોયલ રીડર, ગ્રામર, જોગ્રોફી, એરીથમેટીક અને બીજું ઘણુંય ભણવાનું. ડેસિમલ-ફેસીમલ એવા બધામાં તો તમે નહિ સમજો." નરેન્દ્રે પંડિતાઇ દાખવતાં ગણાવવા માંડયું.

એલોકેશીએ પોતાના પુત્રના મ્હોં સામે જોઇ ગૌરવ-પૂર્ણ આંખો ગર્વભરી બનાવી બિન્દુને કહ્યુંઃ "નાનીવહુ, એકાદી નાનકડી ચોપડી થોડી જ ભણવાની છે? ચોપડીઓનો મોટો ગંજ છે ગંજ! નરેન્દ્ર, બેટા, કાલે તારી મામીઓને એ બધી ચોપડીઓ બતાવજે તો ખરો!"

નરેન્દ્રે ગરદન ધૂણાવી જવાબ આપ્યો. "જરૂર બતાવીશ."

બિન્દુ બોલીઃ "પરીક્ષાને તો હજુ વાર હશે!"

એલોકેશીએ જવાબ આપ્યોઃ "વાર કેવી! નાનીવહુ! હવે બહુ વાર નથી. અત્યાર સુધીમાં તો એક નહિ પણ ચાર ચાર ચોપડીઓમાં તે પાસ થઇ ગયો હોત, પણ કાળમુખા માસ્તરોને લીધે જ એ પાસ થતો રહી જાય છે. સત્તાનાશ જાય એમનું! મારા બાબુને જોઇને તો એ બધાની આંખમાં ઝેર વરસે છે. કોણ જાણે કેમ, પણ તેને ઉપલા ધોરણમાં ચઢાવતા જ નથી. કાંઈ અદાવતને લીધે તેઓ એને એના એ જ ધોરણમાં વરસોના વરસ રાખી મૂકે છે."

બિન્દુએ આશ્ચર્ય પામી પૂછ્યું: "ના, ના. એવું તે કાંઇ હોય બહેન!"

એલોકેશી બોલી: "હોય–શું કામ ન હોય? બધા માસ્તરો મળી જઈ ચાપાણી માગે છે. હું રહી ગરીબ એટલે ચાપાણીના પૈસા ક્યાંથી કાઢું?"

બિન્દુ ચૂપ રહી. અન્નપૂર્ણાએ હૃદયમાં દુઃખી થઈ કહ્યું: "એમ કાંઈ કોઇની ઉપર દ્વેષ રાખ્યો પાલવે?"

"આવું કરે એ કાંઇ ઠીક કહેવાય? પણ અમારે ત્યાં તો આવું નથી બનતું. અમારો બાબુ તો વર્ષે વર્ષે પાસ થઇ સારી સારી ચોપડીઓ ઇનામમાં લાવે છે, છતાં કોઇ દિવસ કોઇ માસ્તરે ચાપાણી માગ્યાં નથી."

એટલામાં અમૂલ્ય કોણ જાણે ક્યાંથી અચાનક આવીને પોતાની નાનીમાના ખોળામાં બેસી ગયો. બેસતાં જ નાની-માની કોટમાં હાથ નાખી કાનમાં ગણગણ્યો: "નાનીમા, કાલ રવિવાર છે એટલે માસ્તર સાહેબને આજે ઘેર જવાનું કહી દો."

બિન્દુએ મોં મલકાવી કહ્યું: "જોયુંને બહેન! આ છોકરાને જો વાર્તા સાંભળવાની મળી ગઇ તો પછી ઉઠવાનું મન જ થતું નથી. કદમ, જા માસ્તરસાહેબને કહે કે આજ બાબુ ભણવા નહિ બેસે."

નરેન્દ્રે આશ્ચર્યચકિત થઇ કહ્યું: "અરે અમૂલ્ય! આવડો મોટો થઇને હજુ સ્ત્રીઓના ખોળામાં બેસે છે?"

બિન્દુ હસી પડી: "ખોળામાં જ બેસતો હોય તો

ધૂળ નાખી, પણ એ તો હજી રાત્રે...."

અમૂલ્યે અકળાઇને બે હાથ બિન્દુના મોં ઉપર દાબી દીધા. "બોલશો નહિ, નાનીમા, કહેશો નહિ."

બિન્દુ તો આગળ બોલી નહિ પણ અન્નપૂર્ણાએ કહી દીધું. "એ તો રાત્રે એની નાનીમા ભેગો સૂએ છે."

બિન્દુએ કહ્યું: "માત્ર સૂએ છે એટલું જ થોડું છે? આખી રાત એ ચામાચીડીઆ પેઠે મને બાથ ભીડીને સૂએ છે." શરમના માર્યા અમૂલ્યે એની છાતીમાં મ્હોં છુપાવી દીધું.

નરેન્દ્ર બોલ્યોઃ "છી–છી. એ તે કેવું કહેવાય? તું અંગ્રેજી ભણે છે ને?"

અન્નપૂર્ણાએ કહ્યું: "નિશાળમાં અંગ્રેજી ભણે છે સ્તો!"

નરેન્દ્ર બોલ્યો: "અરે અંગ્રેજી ભણે છે! ઠીક. બોલ ત્યારે 'એન્જીન' ના સ્પેલીંગ શું? જોઉં તો ખરો, તને કેવુંક આવડે છે!"

એલોકેશીએ કહ્યું: "એટલું બધું અઘરૂં એને કયાંથી આવડે? હજુ તો એ છોકરૂં કહેવાય."

અન્નપૂર્ણાએ બાબુને કહ્યું: "બાબુ, બોલ જોઉં!"

પણ અમૂલ્યે ઉંચું માથું કર્યું જ નહિ.

બિન્દુએ પોતાની છાતી ઉપરથી બાબુનું માથું ઉંચું કરીને કહ્યું: "તમે બધાએ ભેગા થઇને એને શરમાવી નાખ્યો. હવે એ કેમ બોલે!" પછી એલોકેશી તરફ જોઇને બોલી: "આ વરસે એ પરીક્ષામાં પાસ થવાનો. માસ્તર કહેતા હતા કે, બાબુને વીશ રૂપિયા ઇનામ મળશે. એ

રૂપિયાનો એના કાકા જેવો એક ઘોડો એને અપાવવાનો છે."

વાત સાવ સાચી હતી, પણ મશ્કરી સમજીને સહુ હસી પડ્યાં. એલોકેશી બિન્દુ સામે જોઈ બોલી: "મારો નરેન્દ્રનાથ આમ વાંચવા ભણવામાં જ હોશિયાર છે એમ નથી. એ થીએટરમાં એવી તો એકટીંગ કરે છે કે જોનાર બધાની આંખમાં આંસુ આવી જાય—રોક્યાં રોકાય નહિ એટલાં આંસુ આવે! એક વખત સીતા બન્યો ત્યારે કેવું થયું હતું! બેટા, તારી મામીઓને એક વખત ગતાવ તો ખરો!"

નરેન્દ્રે તરત જ ઘૂંટણીએ પડી, હાથ જોડી, મોટે સાદે શરૂ કરી દીધું: "પ્રાણેશ્વર! કોઈ દુઃખદાયક ક્ષણે તમારી આ દાસી...."

બિન્દુએ ગભરાઈ જઈ કહ્યું: "અરે! ચૂપ ચૂપ! ઉપર જેઠ બેઠા છે ને!"

નરેન્દ્ર એકદમ ચમકી ને બંધ થઈ ગયો.

અન્નપૂર્ણા તો આટલું સાંભળીને મુગ્ધ થઈ ગઈ હતી. તે બોલી: "સાંભળતા હોય તો ભલેને સાંભળે! આ તો દેવની કથા છે. નાનીવહુ, આમાં ખરાબ શું છે?"

બિન્દુએ નારાજ થઈ કહ્યું: "તમારે દેવની કથા સાંભળવી હોય તો સાંભળો. હું તો આ ચાલી."

નરેન્દ્ર વચ્ચે પડયો: "મામી રહેવા દો. હું સાવિત્રીનો પાઠ કરું."

બિન્દુ ચીડાઈને બોલી:" ના, ના."

આ સાંભળતાં અન્નપૂર્ણાને સૂઝી આવ્યું કે વાત

ખૂબ આગળ વધી ગઈ છે અને આટલામાં એનો અંત નહિ આવે. એલોકેશી હજુ મહેમાન કહેવાય. એને ઘરની વાતની શી ખબર પડે! તેથી તે બોલીઃ "અત્યારે તો હવે રહેવા દો! કોઈ દિવસ બપોરે વળી કોઈ પુરુષવર્ગ ઘરમાં નહિ હોય ત્યારે વાત!"

"અને એને ગાતાં વગાડતાં પણ સરસ આવડે છે. દમયંતીએ રડતાં રડતાં ગાયું હતું એ ગીત, બેટા! એક વખત ગાતો ખરો! તારાં મામી જો એક વખત એ સાંભળે તો પછી તને વારે વારે ન ગવડાવે તો મને કહેજે."

નરેન્દ્રે પૂછ્યુંઃ "અત્યારે ગાઉં?"

ક્રોધથી બિન્દુના અંગે અંગમાં ઝાળ ઉઠી હતી. પણ તે કાંઈ બોલી નહિ. અન્નપૂર્ણાએ વાતને તરત કાપી નાખીઃ "નહિ, નહિ. અત્યારે ગાવા–બજાવવાની વાત જવા દો."

નરેન્દ્રે સમજ્યા વગર કહ્યુંઃ "ઠીક ત્યારે હું અમૂલ્યને ગાતાં શીખવી દઈશ. મને બજાવતાં પણ આવડે છે. મામી, 'ત્રેકેટેતાક' વગાડવું કાંઈ સહેલું થોડું જ છે? ઓલ્યું પીત્તળનું વાસણ લાવો એની ઉપર થાપ મારીને શીખવાડી દઉં!"

બિન્દુએ બાબુને ઈશારો કરી ઉઠવાનું કહ્યુંઃ "જા બાબુ, ઘરમાં જઈને વાંચવા બેસ."

પણ બાબુને નરેન્દ્રની વાતોમાં રસ પડયો હતો એટલે એને ઉઠવાનું મન થતું નહોતું. એ ધીમેથી બોલ્યોઃ "નાનીમા, ઘડીક તો બેસો!"

બિન્દુએ બોલ્યા વગર ઉભી થઈને બાબુનો હાથ પકડયો

અને તેને ખેંચીને ઘરમાં લઈ ગઈ. અચાનક એણે આમ કેમ કર્યું તે અન્નપૂર્ણા પામી ગઈ. એને એમ પણ સમજાયું કે સોબતના દોષથી બાબુ બગડી ન જાય એ બીકે નરેન્દ્ર અહિં રહીને ભણે એ પણ બિન્દુને નહિ ગમે. એ ઉદાસ થઇને બોલી: " બેટા નરેન્દ્ર, તારી નાની મામી પાસે આવી એકટીંગ–ફેકટીંગની વાતો હવે કોઈ દિ કરીશ મા! આવી વાતો એને ગમતી નથી. "

એલોકેશીએ આશ્ચર્ય પામી પૂછયું: " નાની વહુને આવી વાતો કેમ ગમતી નથી? તેમાં જ અહીંથી છણકો કરીને ઉઠી ગઈ લાગે છે, ખરૂં ને? "

અન્નપૂર્ણાએ કહ્યું: " શી ખબર! પણ બેટા, ખાવા–પીવામાં અને લખવા વાંચવામાં ધ્યાન રાખી હોંશિયાર થજે એટલે તારી બાનું દુ:ખ ઓછું થાય. બાબુ સાથે બહુ હરવું ફરવું નહિ. એ હજુ બચ્ચું કહેવાય. તારાથી તો કયાંય નાનો છે. "

એલોકેશીને આ વાત ગમી નહિ. તે બોલી: "ભાભી, બહુ સારી વાત કરી. એ ગરીબનો પુત્ર છે એટલે ગરીબ પેઠે એણે રહેવું જોઇએ. પણ ભાભી, તમે જ વાત કાઢી છે એટલે કહ્યા વિના રહેવાતું નથી. તમારો બાબુ નાનું બચ્ચું છે તો મારો નરેન્દ્ર કયો મોટો ભડબહાદુર થઇ ગયો છે? છ–બાર મહિને મોટો એટલે મોટો થઈ ગયો કહેવાય? અને એણે કદિ પૈસાદારના છોકરા જોયા જ નહિ હોય, એટલે તમારે ઘરે જ નવાઈ થઈ ગઈ લાગે છે! તેના નાટક–ગૃહમાં તો કેટલાય રાજા–મહારાજાના છોકરા આવે છે. "

અન્નપૂર્ણાએ કાચું કપાતું જોઈ કહ્યું: "નહિ, નહિ, બા, એવું હું નથી કહેતી. હું તો કહું છું કે...."

"ત્યારે બીજું શું કહો છો મોટી ભાભી ! અમે શું એટલાં બધાં બેવકુફ હશું કે ન સમજીએ ! મોટા ભાઈએ કહાવેલું કે નરેન્દ્ર અહીં રહેશે ને ભણશે એટલે જ એને તેડી લાવી છું. નહિ તો શું અમારે ઘેર ભણવાનું નથી મળતું ?"

અન્નપૂર્ણા શરમની મારી રડવા જેવી થઈ ગઈ. તે બોલી: "ખોટું બોલી હોઉં તો ભગવાન જાણે, પણ બા, હું એવું બોલી જ નથી. હું એ તો એમ કહેતી હતી કે બને એટલું એનાથી દૂર......"

એલોકેશી વચ્ચે બોલી ઉઠી: "એ બધું એનું એ જ સ્તો ! જા નરેન્દ્ર, તું બહાર જઈને બેસ. મોટા લોકોના છોકરા સાથે સોબત રાખવી નહિ." કહી એણે પોતાના નરેન્દ્રને ઉઠાડી બહાર કાઢયો ને પોતે પણ બહાર ચાલી ગઈ.

અન્નપૂર્ણા ઉતાવળી બિન્દુના ઓરડામાં ગઈ અને આંખમાં આંસુ ટપકતાં છુપાવી કહેવા લાગી: "તારે માટે શું અમારે સગાંવહાલાં પણ તજવાં ? તું ત્યાંથી ઉઠીને કેમ આવતી રહી, એ તો કહે ?"

બિન્દુએ અત્યંત સ્વાભાવિક તોરથી જવાબ આપ્યો: "કેમ, સંબંધ બગાડવાનું હું કયાં કહું છું. નાતો-મહોબત સાચવીને તમે તમારે આ ઘરમાં મોજ કરો એમાં મારે શું ! હું મારે બાબુને લઈને ચાલી જાઉં એટલું જ ને ?"

"ચાલીને જવું છે કયાં ? બોલ તો ખરી ?"

બિન્દુ બોલી: " જતી વખતે તમને ઠેકાણું બતાવતી જઈશ. ચિંતા કરો માં ! "

અન્નપૂર્ણા બોલી: " એ તો હુંય જાણું છું. પાંચ માણસો વચ્ચે મોં ન દેખાડી શકાય એવું કર્યા વગર તું ક્યાં રહેવાની છે ! તારે લીધે તો હું બળીને ખાખ થઈ ગઈ. " કહી ને બહાર નીકળી એટલામાં માધવને આંગણામાં આવતો જોઈ તે ફરી તપી ગઈ. " દિયરજી, તમે ક્યાંક બીજે રહેવા જાવ, અને નહિ તો આ વહુને મોકલી દો. હવે મારે એની સાથે નહિ બને, એ હું તમને સાફ સંભળાવી દઉં છું. " કહી તે ચાલી ગઈ.

માધવે ઘરમાં આવી બિન્દુને પૂછયું: " આ શું બધું બન્યું છે ? "

બિન્દુએ જવાબ આપ્યો: " હું તો કંઈ જાણતી નથી. જેઠાણી બોલ્યાં એ સાંભળ્યું ને ? તો હવે અમને અહીંથી જવા જ દ્યો ને ? "

માધવ કશું બોલ્યો નહિ. તે ટેબલ ઉપરથી છાપું લઈને બહારના ઓરડામાં ચાલ્યો ગયો.

**એ** લોકેશી દેખાતી હતી તો સાવ ભોળી, પણ એના પેટમાં ઉંડી રમત હતી. તેણે જોયું કે, નછોરવી નાનીવહુ પાસે ઘણો પૈસો છે એટલે તરત જ તે એના પલ્લામાં બેસી ગઈ. અને રોજ રાત્રે સૂતી વખતે પોતાના ધણીને સતાવવા લાગી: "તમારે લીધે જ મારી આ કફોડી સ્થિતિ છે. જો આવું જાણ્યું હોત તો આજ રાજાની મા હોત. મારા ચંદ્રથી રૂપાળા બાબુને બદલે આવા કાળા–કુબડા–કદરૂપા છોકરાને નાનીવહુ...." કહી એક ઉંડો નીસાસો મૂકતી અને 'ગરીબના ભગવાન તો છે ને?' કહી વાત પૂરી કરી ઉંઘી જતી. એનો ધણી પણ મનમાં ને મનમાં બેવકુફી ઉપર પસ્તાવો કરી સૂઈ જતો. આ રીતે દિવસો પસાર થતા ને બાનો સ્નેહ–પ્રેમ નાની ભાભી તરફ પાણીના પૂર પેઠે દિન–પ્રતિદિન વધતો જતો હતો.

એક દિવસ બપોરે તે બોલી: "નાનીવહુ, તમારા વાળ તો કાળા ભમ્મર જેવા છે ને છુટા કેમ રાખો છો?

આજ જમીનદારના ઘરનાં બેસવા આવનાર છે, એટલે લાવો તમારો ચોટલો વાળી દઉં!"

બિન્દુ બોલી: "ના રે બહેનબા! મારાથી હવે ઉઘાડે માથે ફરાય? આવડો મોટો મારો બાબુ થયો છે તે જોઈ જાય તો!"

એલોકેશી સ્તબ્ધ થઈ ગઈ. "તમે આ શું બોલો છો? છોકરો મોટો થાય એટલે વહુ–દીકરીથી ચોટલો નહિ ગૂંથાતો હોય! મારો નરેન્દ્રનાથ તો–દુશ્મનના મોમાં ધૂળ પડે–બાબુ કરતાંય છ મહિને મોટો છે, એટલે હવે મારાથી તો ચોટલો ગૂંથાય જ નહિ, કાં?"

બિન્દુ બોલી: "બહેનબા, હું એમ કયાં કહું છું. તમે તો રોજ ચોટલો ગૂંથો છો, ને તમારા નરેન્દ્રની વાત તો જુદી છે. એ રોજ તમને ચોટલો ગૂંથતા જુએ છે. પણ મારો બાબુ જો મને એ રીતે જુએ તો સ્તબ્ધ બની મારા મોં સામે જ તાકી રહે.–કદાચ ગભરાઇને રડી પડે. છી... છી...મારે શરમાઈને મરવું પડે."

અચાનક અન્નપૂર્ણા ત્યાં થઇને નીકળી. તે અચાનક ઉભી રહીને બિન્દુ તરફ જોઈ બોલી: "તારી આંખમાં આંસુ કેમ આવ્યાં છે નાની વહુ? શરીર તો સારૂં છે ને? લાવ જોવા દે જોઉં!"

અન્નપૂર્ણાની હાજરીથી બિન્દુ અત્યંત શરમાઇ ગઈ. તે બોલી: "રોજ રોજ શરીરને શું જોવાનું! હું કાંઈ નાની કીકી નથી કે મને શરીરના સુખ–અસુખની સમજણ ન પડે."

અન્નપૂર્ણાએ કહ્યું: "ના રે બાઇ, તું તો ઘરડી ડોસી થઇ ગઇ છું. પણ જરા મારી પાસે તો આવ. ભાદરવો મહિનો છે, ને પીત્તના વાયરા છે. ઋતુ પણ સારી નથી."

બિન્દુ બોલી: "હું તો નથી આવતી. કહું છું કે મને કાંઇ થયું નથી. સાજી સારી છું, તોય પાસે આવું?"

અન્નપૂર્ણા બોલી: "એમ છુપાવ નહિ." કહી સંદેહ-ભરી દૃષ્ટિએ જોતી તે ત્યાંથી ચાલી ગઈ.

એલોકેશીએ કહ્યું: "શું મોટી ભાભીને કાંઇ ભ્રમ જેવું તો નહિ હોય ને?"

બિન્દુ ક્ષણભર રહીને બોલી: "એવો ભ્રમ ભગવાન કરે ને સહુને રહે, બહેનબા!"

સાંભળીને એલોકેશી મૂંગી થઇ ગઇ. એટલામાં અન્ન-પૂર્ણા હાથમાં કંઇ ચીજ લઇને એ રસ્તે પાછી નીકળી, એટલે તેને બિન્દુએ બોલાવી: "જીજી, સાંભળો, સાંભળો! તમારે ચોટલો ગૂંથાવવો છે?"

સાંભળીને અન્નપૂર્ણા સજ્જડ થઇ ગઈ. તરત જ તે બધી વાત સમજી ગઈ. તેણે એલોકેશીને કહ્યું: "બહેનબા, મારા તો કહી કહીને જીભના કુચા થઇ ગયા, પણ આટલા સરસ વાળ હોવા છતાં એ ચોટલો ગૂંથતી નથી. તરેહ તરેહનાં ઘરેણાં કપડાં છે પણ પહેરતી ઓઢતી નથી. આટલું રૂપ છે છતાં કોઇ દિવસ એ તરફ જોતી જ નથી ને! એની સઘળી વાતો દુનિયાથી ન્યારી છે. છોકરો પણ એવો જ પાકયો છે. નાનીવહુ, એક દિવસ

એ બાબુ મને કહે કે, ઘરેણાં કપડાં પહેરવા ઓઢવાથી શો ફાયદો? નાનીમા પાસે તો ઢગલા ને ઢગલા કપડાં ને ઘરેણાં છે, પણ એ ક્યાં કોઇ દિ પહેરે છે!"

ગૌરવભર્યા મોઢે બિન્દુ ઉંચે જોઇ હસતી હસતી બોલી: "જીજી, સાંભળો. જો છોકરાને દશ-વીશમાં એક-મોટો-જુદો તરી નીકળે એવો ચાલાક ને હોશિયાર બનાવવો હોય તો માએ દુનિયાથી ન્યારૂં બનવું જોઇએ. અને જો જીવતાં રહો તો જોજો—દેશના લોકો નમસ્કાર કરીને કહેશે કે, એ તો અમૂલ્યની મા છે." બોલતાં બોલતાં એની આંખમાંથી અશ્રુની ધાર વહેવા લાગી.

એ જોઈ અન્નપૂર્ણાએ સ્નેહથી કહ્યું: "એટલે તો અમે બાબુના સંબંધમાં તને કાંઇએ કહીએ છીએ? ભગવાન તારી મનકામના પૂરી કરે. પણ છોકરો મોટો થઇ સહુનો આગેવાન બની નામ કાઢે એવી મોટી મોટી આશાઓના હવાઇ કિલ્લા તારા દિલમાં બાંધીશ નહિ."

બિન્દુએ છેડા વતી આંખો લુછતાં કહ્યું: "પણ હું એ એક જ આશા ઉપર તો જીવું છું, જીજી!"

એટલામાં એનાં શરીરનાં રૂંવાડાં હર્ષથી ખડાં થઈ ગયાં. તે શરમાઇ જતાં મોં મલકાવી બોલી: "નહિ જીજી. જો કદાચ મારી એ આશા ઉપર કોઈની નજર લાગશે ને આશા પાર પડશે નહિ તો હું ગાંડી થઈ જઇશ"

અન્નપૂર્ણા દંગ બની ગઈ. તે પોતાની દેરાણીના મનની વાત જાણતી ન હતી એમ નહોતું, પરંતુ તેની

આશા—આકાંક્ષાઓની આવી ઉગ્ર પ્રતિચ્છાયા કોઇ દિવસ તેણે આવી સ્પષ્ટ નીરખી ન હતી. આજ તેને સમજાયું કે, બિન્દુ શું અમૂલ્યના સંબંધમાં આટલી બધી યક્ષ પેઠે જાગૃત અને પ્રેત જેવી સતર્ક રહે છે! પોતાને પેટે જન્મેલા પુત્રની સર્વ મંગળાકાંક્ષિણીના ચહેરા સામે જોઈ, અનિર્વચનીય શ્રદ્ધાની માધુર્યતાથી તેનું માતૃહૃદય ભરાઇ આવ્યું. તેણે ડોકીયા કરતાં અશ્રુઓને છુપાવવા મ્હોં ફેરવી લીધું.

એલોકેશી બોલી: "આજ રહેવા દો, નાનીવહુ, આજ તમારી તબીયત...."

બિન્દુએ વચ્ચે જ સૂર પૂરાવ્યો: "હા, બા, એટલે જ કહું છું કે આજ જીજીનો અંબોડો ગૂંથો. મેં આ ઘરમાં પગ મૂક્યો તે દિવસથી આજ સુધીમાં કદિ એમને અંબોડો ગૂંથતાં જોયાં નથી." કહી મ્હોં મલકાવતી એ ચાલી ગઈ.

પાંચ છ દિવસ પછી, એક દિવસ સવારે, ઘરનો જુનો હજામ યાદવબાબુની હજામત કરીને મેડેથી નીચે ઉતરતો હતો એટલામાં અમૂલ્ય આવીને બે હાથ પહોળા કરી આડો ઉભો રહ્યો અને રસ્તો રોકી બોલ્યો: "કૈલાસભાઇ, મારા નરેન્દ્રભાઈ જેવી મારી હજામત કરી આપશો?"

હજામ તે સાંભળી ખૂબ નવાઇ પામી બોલ્યો: "બાબુભાઇ, કેવી હજામત કરવી છે?"

અમૂલ્યે પોતાના માથા ઉપર ઠેકઠેકાણે હાથ ફેરવી બતાવ્યું; "જુઓ, અહીં બાર આની, અહીં છ આની,

અને અહીં ગરદન ઉપર જરા જેટલા વાળ રહેવા દેવાના. એવા સરસ વાળ કાપી આપશો ?"

હજામે હસતાં હસતાં જવાબ આપ્યો: "ના રે બાબુ-ભાઈ, એવી રીતે વાળ કાપતાં તો મારા બાપનેય નહોતું આવડતું ને મનેય નહિ આવડે."

પણ અમૂલ્ય કાંઈ એમ તેને છોડી દે એમ ન હતું. તેણે ફરી જીદ કરીને કહ્યું: "જુઓ, અહીં ઓછા કાપ-વાના, અહીં વધારે કાપવાના: એમ ચડતા ઉતરતા."

હજામે લપ પતાવવા રસ્તો શોધી કાઢ્યો: "પણ આજ કયો વાર થયો ? તમારી નાનીમાની રજા વગર તમારી હજામત કેમ થાય ?"

"ઉભા રહો ત્યારે હું ઘરમાં જઈને પૂછી આવું." કહી અમૂલ્ય ઘરમાં જઈ તરત પાછો આવ્યો: "તમારી છતરી મને આપો. નહિ તો વળી તમે ક્યાંક ભાગી જશો." કહી જબરજસ્તીથી છતરી ખેંચી લઈ તે ઓરડામાં ગયો ને પેસતાં જ બૂમો પાડવા લાગ્યો: "નાની મા ! ઝટ બહાર આવોને !"

નાનીમા હમણાં જ નાહીને પૂજા કરવા બેઠી હતી. તે એકદમ અકળાઈને બોલી: "અરે આઘો રહે, અડતો નહિ. હું પૂજામાં બેઠી છું."

"પૂજા પછી કરજો. નાનીમા, જલદી બહાર આવીને કહી જાવ એટલે હજામ મારા વાળ કાપી દે. તમારા કહ્યા વગર એ વાળ નથી કાપતો. ચાલો, એ બહાર ઉભો છે."

બિન્દુ આશ્ચર્ય પામી. રોજ તો હજામત કરાવતી વખતે એને મારીકુટીને કે ફોસલાવી પટાવીને બેસાડવો પડે છે, ને આજ એની મેળે કેમ સામો કહેવા આવ્યો? કંઇ સમજાયું નહિ, એટલે તે ઉઠીને બહાર આવી.

હજામે હાથ જોડી કહ્યું: "માજી, બાબુ સાહેબનો જબરજસ્ત હુકમ થયો છે. તમે કહેતાં હો તો કાપી આપું."

અમૂલ્યે પૂછ્યું: "વાળ સરખા કાપવા પડશે. ઉભા રહો, હું નરેન્દ્રભાઈને બોલાવી લાવું." કહી એ દોડી ગયો.

નરેન્દ્ર બહાર ગયો હતો. થોડી વારે નરેન્દ્ર ન હોવાથી રખડીને નાસીપાસ થઈ તે પાછો આવ્યો ને બોલ્યો: "એ તો નથી. પણ નાનીમા, તમે ઉભા રહીને ધ્યાન રાખો. જુઓ અહીં બાર આની, અહીં છ આની......"

એની વ્યાકુળતા જોઇ બિન્દુથી હસી પડાયું. "મારે તો હજુ પાઠપૂજા કરવાનાં છે!"

"પૂજા પછી કરજો. નહિ તો હમણાં અડી જઇશ."

બિન્દુએ જોયું કે અમૂલ્ય કોઈ રીતે માને એમ નથી, એટલે તે નિરૂપાય બની ત્યાં ઉભી રહી. હજામ વાળ કાપવા લાગ્યો. બિન્દુએ આંખો વડે ઇશારત કરી એટલે હજામે આખે માથે કાતર ફેરવી દીધી. માથું હળવું થતાં અમૂલ્યે માથે હાથ ફેરવી કહ્યું: "બસ, બરાબર છે." અને તે રાજી થઇ ઠેકડા મારતો રમવા ચાલ્યો ગયો.

હજામે છત્રી બગલમાં મારતાં કહ્યું: "માજી, મેં સાહસ

તો કર્યું છે, પણ કાલ આ ઘરમાં પગ મૂકવો મને ભારે થઈ પડશે."

રસોઈયણ થાળી પીરસીને જમવા માટે બોલાવતી હતી. બિન્દુ રસોડામાં બેઠી બેઠી દૂધનો વાટકો ભરતી હતી; એટલામાં દાસીએ આવીને કહ્યું: " બાબુભાઈ એમના કાકાનું વાળ હોળવાનું બ્રશ ખોળવા ઘરમાં ચારે બાજુ આંટા મારે છે." થોડી વારમાં બાબુ રડતો રડતો આવી બિન્દુની પીઠ ઉપર વળગી પડયો: " નાનીમા, હજામે વાળ સરસ ન કાતર્યા. મારૂં આખું માથું બગાડી મૂકયું. કાલ એ ઘરમાં પગ મૂકશે તો માર્યા વગર નહિ છોડું."

બિન્દુથી હસવું ખાળી શકાયું નહિ. અમૂલ્ય પીઠ ઉપરથી ઉઠીને રડતો રડતો બોલ્યો: " નાનીમા, તું આંધળી હતી? મારા બધા વાળ બગાડી મૂકયા એ તારાથી નહોતું દેખાતું?"

અન્નપૂર્ણા બાબુને રડતો સાંભળી રસોડામાં આવી પહોંચી અને બધું સાંભળ્યા પછી બોલી: " બાબુ, એમાં બગડી શું ગયું છે? કાલ ફરી વાળ સરસ રીતે કપાવી લેવાશે."

અમૂલ્યે વધુ ગુસ્સે થઇને કહ્યું: " માથા ઉપર વાળ તો રહેવા દીધા નથી, પછી કાલ કયાંથી બાર આની થશે?"

અન્નપૂર્ણાએ એને છાનો રાખતાં કહ્યું: " કંઇ નહિ, બાર આની નહિ થાય તો આઠ–દશ આની તો થશે જ ને?"

" શું રાખ થશે! આઠ આની–દશ આનીમાં કંઈ

ફેશન આવે? નરેન્દ્રભાઈને પૂછી જુઓ ને! અહીં બાર આની હોય તો જ સારૂં લાગે."

તે દિવસ અમૂલ્યે ખાધું નહિ. માત્ર થાળી ઉપર બેસીને જ ઉઠી ગયો.

અન્નપૂર્ણાએ બિન્દુને પૂછ્યું: "નાનીવહુ, તારા બાબુને જુલ્ફાં રાખવાનો શોખ ક્યાંથી થયો?"

બિન્દુ હસી પડી; પણ તરત જ ગંભીર બની નિસાસો મૂકી બોલી: "જીજી, વાતમાં તો કંઈ માલ નથી, એટલે હસી પડાય છે, પણ મને ઉંડી ઉંડી બીક લાગે છે, એટલે છાતી દબાઇ જાય છે. બધી બાબતની શરૂઆત તો આવી જ હોય છે."

અન્નપૂર્ણાથી પણ આગળ કંઇ બોલાયું નહિ.

દુર્ગા–પૂજાનો મહોત્સવ આવી ગયો. એમના મહોલ્લાના જમીનદારને ઘેર ઉત્સવ વધુ સારા પ્રમાણમાં ઉજવાયો હતો. નરેન્દ્ર તો બે દિવસ અગાઉથી એમાં ભાગ લેવા મંડ્યો હતો. સાતમની રાતે બાબુએ બિન્દુ પાસે આવી હઠ કરી. "નાનીમા, આજે યાત્રા* થાય છે. હું જોવા જવાનો."

નાનીમાએ પૂછ્યું: "યાત્રા થાય છે કે થવાની છે?"

"નરેન્દ્રભાઈ કહે છે કે રાતના ત્રણ વાગ્યે શરૂ થશે."

"તો પછી અત્યારથી કાંઈ ઉઘાડામાં બેસી રહેવાય? અત્યારથી હું તને જવા નહિ દઉં. કાલ સવારે તારા કાકા સાથે જજે, એટલે સારામાં સારી જગ્યા મળશે."

---

* સીન-સીનેરી વગરના નાટકને બંગાળામાં યાત્રા કહે છે.

અમૂલ્યનું મ્હોં રડુ રડુ થઈ ગયું. "નહિ, મને જવા દે. કાકા તો ન પણ જાય અને જાય તો ય બહુ મોડા જાય."

બિન્દુએ એને ફોસલાવવા માંડયો: "હજી શરૂ તો ત્રણ ચાર વાગ્યે થવાની છે ને? એ વખતે તને નોકર સાથે મોકલી દઈશ. અત્યારે તું સૂઈજા."

અમૂલ્યે ગુસ્સે થઈને ખાટલામાં પડતું મૂકયું અને ભીંત તરફ મોં કરીને સૂતો.

બિન્દુ એને સરખો સુવાડવા ગઈ તો હાથ પગનું ટુંટીયું વાળીને એ પડી રહ્યો. પછી ઘરનાં બધાં સૂઈ ગયાં. એવામાં ઓશરીમાં ઘડીઆળના ટકોરા થયા. અમૂલ્યની ઉંઘ ઉડી ગઇ. તેણે ટકોરા ગણવા માંડયા. એક બે ત્રણ—ચાર—અમૂલ્ય એકદમ કુદકો મારીને નીચે ઉતર્યો અને જોરથી બિન્દુને બૂમો મારવા લાગ્યો: "ઉઠો, ઉઠો. નાનીમા, ત્રણ ચાર તો વાગી ગયા." એટલામાં ટકોરા આગળ વધ્યા. પાંચ—છ—સાત—આઠ. આઠ ટકોરા સાંભળી અમૂલ્ય રડી પડયો. "આઠ તો વાગ્યા. હવે શું જોવા જવાનું?" ટકોરા હજુ આગળ વાગ્યા. નવ—દશ—અગીઆર—બાર, બાર ટકોરા થયા પછી બંધ રહ્યા. અમૂલ્યને પોતાની ભૂલ સમજાઈ. તે પોતાની ભૂલ સમજીને શરમાઈ ગયો.

ઓરડામાં બાબુના પલંગ તરફની બાજુમાં માધવનો પલંગ હતો. બાબુની બૂમો સાંભળી તે જાગી ઉઠ્યો. તે ખડખડાટ હસીને બોલ્યો: "બાબુ, શું થયું?"

બાબુએ શરમાઈ જઈ જવાબ આપ્યો નહિ.

બિન્દુએ હસીને જવાબ આપ્યો : “ ઘરમાં આગ લાગી હોય તોય એ રીતે કોઈ જગાડે નહિ, એવી રીતે એણે મને આજ જગાડી !” અમૂલ્યને નિઃસ્તબ્ધ પડી રહેલો જોઇ તેના દીલમાં દયા આવી ગઇ. તે બોલી : “ ઠીક જા, પણ કોઈ જોડે ઝગડો કરીશ મા !” તેણે ભૈરવને બોલાવ્યો અને તેને બત્તી લઇને બાબુની સાથે મોકલ્યો.

બીજે દિવસે સવારે દશ વાગ્યે ‘ યાત્રા ’ જોઈને બાબુ રાજી થતો ઘેર આવ્યો. આવતાંવેંત કાકાને જોઇને બોલ્યો: “ કાકા, તમે જોવા નહોતા આવ્યા ?”

બિન્દુએ પૂછ્યું : “ કેમ, યાત્રા કેવી હતી ?”

“ ઘણી જ સરસ ! નાનીમા ! કાકા, આજ સાંજે નાચ થવાનો છે. કલકત્તાથી એ તાયફા આવેલ છે. નરેન્દ્રભાઈ એને જોઈ આવ્યા છે—નાનીમા જેવી જ છે. દેખાવમાં ઘણી રૂપાળી છે. સાંજે નાચ કરવાની છે. બાપુજીને પણ આમંત્રણ આવ્યું છે.”

“ ઠીક કર્યું !” કહી માધવ ખડખડાટ હસી પડ્યો.

ગુસ્સે થયેલી બિન્દુનો ચહેરો લાલઘૂમ બની ગયો. તે બોલી : “ આપના સદ્ગુણ ભંડાર—ભાણેજની વાત તો સાંભળીને ?” તે બાબુ તરફ જોઇને બોલી: “ તું હવે એની પાસે જઇશ નહિ. હરામજાદો બદમાસ ! મારા જેવી જ છે એમ તને કોણે કહ્યું ?—નરેન્દ્રે ?”

અમૂલ્ય બીતાં બીતાં બોલ્યો : “ હા, તે જોઈ આવ્યો છે...”

"ક્યાં છે નરેન્દ્ર? આવવા દે એને!"

માધવે હસવું ખાળી કહ્યું: "ગાંડી થઈ કંઈ? ઉપર મોટાભાઈ સાંભળે છે. હવે કકળાટ મૂક!"

બિન્દુ વાતને ગળી ગઈ પણ અંદર ને અંદર સળગી ઉઠી.

સાંજે અમૂલ્યે આવીને અન્નપૂર્ણા પાસે હઠ કરવા માંડી. "જીજી, પૂજાવાળાને ઘેર નાચ જોવા જાઉં છું. જોઈને હમણાં આવતો રહીશ."

અન્નપૂર્ણા ખૂબ કામમાં હતી. તેણે કહ્યું: "તારી નાનીમાને પૂછીને જા."

અમૂલ્યે હઠ કરી. "નહિ જીજી, હું હમણાં આવતો રહીશ. તમે હા કહો! જાઉં ને?"

અન્નપૂર્ણા બોલી: "ના રે ના, એ રહી તીખી, એટલે એને પૂછીને પછી જા."

અમૂલ્ય રડવા લાગ્યો. સાડીનો છેડો પકડી ખેંચા-ખેંચી કરવા લાગ્યો: "તમે નાની માને કહેશો મા! હું નરેન્દ્રભાઈની જોડે જાઉં છું. હમણાં આવતો રહીશ."

અન્નપૂર્ણાએ કહ્યું: "એની સાથે જઈશ તો વળી..."

પણ એ બોલે તે પહેલાં તો અમૂલ્ય ઠેકડા મારતો ચાલ્યો ગયો હતો.

કલાકેક પછી બિન્દુ બાબુને ખોળતી હોય એવો અવાજ અન્નપૂર્ણાને કાને પડ્યો. સાંભળ્યાં છતાં એ ચૂપ રહી. જ્યારે ખોળાખોળ માટે બિન્દુએ બૂમાબૂમ કરવા માંડી ત્યારે તેણે બહાર આવીને કહ્યું: "ક્યાંક આટલામાં

નાચ થાય છે, ત્યાં નરેન્દ્રની સાથે જોવા ગયો છે. હમણાં પાછો આવવાનું કહી ગયો છે. તું બ્હી મા!"

બિન્દુએ પાસે આવીને પૂછ્યું: "એને જવાનું કોણે તમે કહ્યું?"

અમૂલ્ય પૂછ્યા વગર એની મેળે ચાલ્યો ગયો છે, એ વાત ડરની મારી અન્નપૂર્ણા કહી શકી નહિ. તે બોલી: "હમણાં આવતો રહેશે."

બિન્દુના ચહેરા ઉપરથી લોહી ઉડી ગયું. તે ત્યાંથી ચાલી ગઈ. થોડીવાર પછી ઘરે આવતાં અમૂલ્યે સાંભળ્યું કે નાનીમા એને શોધતી હતી, કે તરત—તે ગુપચુપ સીધો પોતાના બાપુજીના ખાટલામાં જઇને સૂઈ ગયો.

યાદવ આંખે ચશ્મા પહેરી બેઠા બેઠા દીવાને અજવાળે ભાગવત વાંચતા હતા. તેમણે ઉંચું જોઈ પૂછ્યું: "બાબુ! કોણ છે?"

બાબુએ જવાબ આપ્યો નહિ.

એટલામાં કદમે આવીને બાબુનું કાંડું પકડયું. "ચાલો બાબુભાઈ, નાની મા બોલાવે છે."

અમૂલ્યે પોતાના બાપુજી પાસે જઇને લાડ કરતાં કહ્યું: "બાપુજી, તમે મને ત્યાંસુધી આવીને મૂકી જાવ. ચાલોને!"

યાદવે નવાઈ પામી પૂછ્યું: "હું પહોંચાડી જાઉં? એલી કદમ, કાંઈ થયું છે કે શું?"

કદમે સઘળી વાત કહી સંભળાવી.

યાદવ સમજી ગયો કે, આ વાત ઉપર ઝગડો જરૂર થવાનો. એકે ના પાડી છે–બીજાએ રજા આપી છે. એટલે તે બાબુને સાથે લઇને નાનીવહુના ઓરડા પાસે ગયો અને બહાર ઉભા રહી કહ્યું : " આ વખતે નાનીવહુ, એને માફ કરજો. હવે આવું નહિ કરે."

*

રાત્રે બન્ને વહુઓ જમવા બેઠી હતી તે વખતે બિન્દુ બોલી : " જીજી, હું તમારી ઉપર ગુસ્સે થઇને નથી કહેતી, પણ હવે મારાથી અહીં નહિ રહેવાય; નહિ જ રહેવાય. નહિં તો બાબુ તદ્દન રેઢીઆર થઈ જશે. એકદમ બગડતો જાય છે. મેં એને જવાની ના પાડી ન હોય તો તો વળી જુદી વાત; પણ ત્યારની હું વિચારી રહી છું કે એને ના કહી હતી છતાં આટલી ઉદ્ધતાઇ કરવાનું એને કેમ સૂઝયું ? એની અક્કલ તો જુઓ ! મને પૂછવાય ન આવ્યો ને બારોબાર તમને કહીને ચાલ્યો ગયો. ઘરે આવતાં ખબર પડી કે હું બોલાવું છું એટલે ભાઈ પહોંચ્યા મારા જેઠ પાસે ને એમને સાથે તેડીને પધાર્યા ! નહિ જીજી, આવું તો અગાઉ કદિ બન્યું નથી. એ તો ઠીક, પણ આ એકનો એક છોકરો જો બગડી જાય-ઉધળી જાય–તો મારે તો આખી જીંદગી આંસુ જ સારવાં પડે: મારાથી એ નહિ બને ! એ સહન નહિ થાય ! "

અન્નપૂર્ણા દુઃખી થઈને બોલી: " તમે જો અહીંથી

જતાં રહો તો પછી કહો જોઉં, હું એકલી કેમ કરીને રહી શકું ?"

બિન્દુ થોડીવાર ચૂપ રહીને બોલી : "તમે જાણો ! હું તો જે કરવાની છું એ તમને સાફ સંભળાવી દીધું. એ નરેન્દ્ર તો તદ્દન નફ્ટ છોકરો છે !"

"કેમ ? નરેન્દ્રે એવું તે શું કર્યું છે ? અને ધાર કે એ બન્ને સગા ભાઈ હોત તો તું શું કરત ?"

બિન્દુ બોલી : "તો આજ એના હાથ પગ બાંધી આખા શરીરે મેશ ઘસીને પછી ઘરની બહાર ધક્કો મારીને કાઢી મૂકત. એવા છોકરાઓ એ વિના પાંસરા થાય જ નહિ. તમે એનો પક્ષ લેવો રહેવા દેજો."

અન્નપૂર્ણા મનમાં નારાજ થઈ, ને બોલી : "નાની વહુ, એનો પક્ષ લેવો–ન લેવો કે એને અહીંથી કાઢવો–ન કાઢવો એ કાંઈ મારા હાથની વાત થોડી જ છે ? જે એમને લાવ્યા છે તેમને જઇને કહે. મારૂં નામ સાચું ખોટુંય વચ્ચે લાવીશ મા !'

"આ બધી વાત મારે મારા જેઠને જણાવવીએ શી રીતે ?"

"જેમ બીજી બધી વાત કરે છે, એમ જ કહેજેને !"

બિન્દુએ થાળી હડસેલી મૂકતાં કહ્યું : "જીજી, મને સાવ ભોટ સમજશો નહિ. મને અડધી ઉંમર થઈ ગઈ છે. મેં કાંઈ સત્તાવીશ અઠ્ઠાવીશ વર્ષ પાણીમાં નથી નાખ્યાં ? આ કંઈ ઘરના નોકર ચાકરની વાત નથી–આ તો છે સગાં

સંબંધીની વાત! તમે બેઠાં મારે એવી વાત જેઠને કહેવા જવું પડે એ કાંઈ સારૂં કહેવાય ? અને એ કેટલા ગુસ્સે થાય?"

અન્નપૂર્ણા બોલી: "હા, નારાજ તો થાય જ ને! અને જો હું કહું તો તો મારૂં તો મોં જ આ જિંદગીમાં ફરી જુએ નહિ. બીજા ભલે ને હજારો લોકોની વાત હોય, પણ આ તો એ બેઉ એક કોઠાના ભાંડરૂ છે. ભાઈ–બ્હેનનો એમનો સંબંધ તું કેમ ભૂલી જાય છે? વળી હું રહી મોટી, એટલે જો હું તારી પેઠે ગમે તેમ કુદકા મારૂં તો લોકો તો મને જ ગાંડી કહે."

બિન્દુ પોતાની થાળીને વધુ દૂર હડસેલી મ્હોંનો તોબરો ચડાવી બેઠી.

અન્નપૂર્ણા સમજી ગઈ કે બિન્દુ જો આજે મ્હોંમાં જીભ ઘાલીને બેઠી છે તે માત્ર જેઠની બીકે. તે બોલી: "હાથ જોડીને કેમ બેઠી? ભોજનથાળે તારો કંઈ થોડો જ અપરાધ કર્યો છે?"

બિન્દુએ સહસા જવાબ આપ્યો: "હું ખાઈ રહી."

એની રોષભરી મુખાકૃતિ જોઈ અન્નપૂર્ણાએ ફરી કહેવાનું માંડી વાળ્યું.

બિન્દુ સૂવા ગઇ, તો પલંગમાં અમૂલ્યને ન જોતાં એકદમ પાછી આવીને અન્નપૂર્ણાને પૂછ્યું: "જીજી! ક્યાં ગયો છે એ?"

અન્નપૂર્ણા બોલી: "લાગે છે કે એ આજ મારા ખાટલામાં સૂતો છે. હમણાં જઇને એને જગાડીને મોકલું છું."

"ના ના. ભલે ત્યાં સૂતો." કહી એ મ્હોં બગાડી ત્યાંથી ચાલી ગઈ.

મધરાતે અન્નપૂર્ણાની બૂમો સાંભળી બિન્દુ ભર ઉંઘમાંથી જાગી ગઈ. તેણે બૂમ સાંભળી પૂછયું: "જીજી, શું છે?"

અન્નપૂર્ણાએ બહાર ઉભા ઉભા જવાબ આપ્યો: "બારણું ખોલીને આ તારા છોકરાને લે. આવા બદમાશ છોકરાને તો મારો બાપ આવે તોય ન વેઠી શકે."

બિન્દુએ બારણું ખોલ્યું એટલે અમૂલ્યને લઈ અંદર જતાં અન્નપૂર્ણા બોલી: "નાનીવહુ, આવો છોકરો તો મેં કોઈ જોયો નથી. રાતના બે વાગ્યા તોય એક મટકુંય મારવા દીધું નથી. ઘડીકમાં કહેશે, મચ્છર કરડે છે, ઘડીક કહેશે પાણી પીવું છે. ઘડીકમાં કહેશે—પંખો નાખો. નાનીવહુ, હું તો આખો દિવસ કામકાજ કરીને થાકીને લોથ થઈ જાઉં છું; અને જો રાતે ઉંઘ ન આવે તો તો મરી જ જાઉંને?"

બિન્દુએ હસીને હાથ લંબાવ્યા એટલે બાબુ એની ગોદમાં ચાલ્યો ગયો, અને એની છાતી ઉપર મ્હોં રાખી એક મિનિટમાં તો ઉંઘી ગયો. માધવે પોતાના પલંગમાં સૂતા સૂતા મશ્કરી કરી: "ભાભી, એટલી વારમાં શોખ પૂરો થઈ ગયો?"

અન્નપૂર્ણા બોલી: "દિયરજી, મને શોખ ન હતો. એ એની મેળે જઇને મારા ખાટલામાં સૂઈ ગયો હતો.

પણ હા, મને ઘડો તો મળી જ ગયો. અને વળી કહે છે કે તારી ભેગા સુતાં મને શરમ થાય. કેવી બેહુદી વાત!"

ત્રણેય હસી પડયાં. અન્નપૂર્ણા બોલી: "બહુ રાત વીતી ગઈ છે. અત્યારે તો જાઉં; સવારે બધી વાત. એકાદ ઉંઘ ખેંચી લઉં." કહી એ ચાલી ગઈ.

*

દશેક દિવસ પછી બિન્દુનાં માબાપે જાત્રાએ જતા પહેલાં પોતાની દીકરીને મળવા માટે તેને તેડાવી હતી ને પાલખી મોકલી હતી. બિન્દુએ પોતાની જેઠાણીની રજા લઈ, બિન્દુથી છાની માની પિયર જવાની તૈયારી કરવા માંડી. એટલામાં નિશાળે જવા તૈયાર થયેલો અમૂલ્ય બગલમાં ચોપડીઓ દબાવી ત્યાં આવી ચડ્યો. થોડી વાર પહેલાં બહાર રસ્તા ઉપર એક પાલખી પડેલી એ જોઈ આવ્યો હતો. અચાનક તેની નજર નાની માના પગ પર જતાં તે ખંધાઈ કરીને બોલ્યો: "નાની મા, આજે ઝાંઝર કેમ પહેર્યાં છે?"

અન્નપૂર્ણા ત્યાં ઉભી હતી, તે આ સાંભળી ખડખડાટ હસી પડી.

બિન્દુ બોલી: "આજ પહેરવા પડે."

અમૂલ્યે વારંવાર પગથી માથા સુધી નજર ફેરવી કહ્યું: "પણ આટલાં બધાં ઘરેણાં કેમ પહેર્યાં છે?"

અન્નપૂર્ણા મ્હોં આડો કુચો દઈ બહાર નીકળી ગઈ.

બિન્દુએ હસવું ખાળી જવાબ આપ્યો: “ કોણ જાણે ક્યારેય તારી વહુ આવે ને ઘરેણાં પહેરે, પણ તેથી કંઈ અત્યારથી જ ઘરેણાં પહેરવાનું બંધ કરીએ ? તું તારે નિશાળે જા ! ”

અમૂલ્યે સાંભળ્યું—અણ સાંભળ્યું કરી કહ્યું: “ જીજી કેમ આટલું બધું હસે છે ? હું તો આજ નિશાળે નહિ જાઉં. પણ તું ક્યાં જાય છે ? ”

બિન્દુએ કહ્યું: “ કદાચ ક્યાંક જાઉં તો શું તારી રજા લેવી પડશે ? ”

“ હું સાથે આવવાનો. ” કહી ચોપડીઓ લઈને ચાલતો થયો.

અન્નપૂર્ણાએ ઓરડામાં પગ મૂકતાં જ કહ્યું: “ આટલી સરળતાથી તે નિશાળે ચાલ્યો જશે એમ હું માનતી નહોતી. પણ કેવો ખંધો છે ?—પૂછે છે કે, ઝાંઝર કેમ પહેર્યાં છે ? આટલાં ઘરેણાં કેમ પહેર્યાં છે ? પણ હું કહું છું નાનીવહુ, એને સાથે તેડતી જા. નહિ તો નિશાળેથી આવીને તને નહિ દેખે તો તોફાન કરશે.”

બિન્દુ બોલી: “ જીજી, તમે એમ માનો છો કે એ નિશાળે ગયો છે ? જરાય નહિ. આટલામાં ક્યાંક સંતાઈને બેઠો હશે. અને જોજો, બરાબર વખતસર હાજર થઈ જવાનો.”

અને થયું પણ તેમજ. બિન્દુ અન્નપૂર્ણાને પગે લાગી પાલખીમાં બેસવા ગઈ ત્યાં કોણ જાણે ક્યાંથી આવીને અમૂલ્યે બિન્દુની સાડીનો પાલવ પકડ્યો. દેરાણી

—જેઠાણી એક બીજા સામે જોઇ ખડખડાટ હસી પડી.

અન્નપૂર્ણાએ કહ્યું: "અત્યારે નીકળતી વખતે માર-ઝૂડ કરીશ નહિ. એને લઇજા સાથે."

બિન્દુએ કહ્યું: "લઇ તો જાઉં, પણ મારાથી એની ગળાબંધણીને લીધે ક્યાંઈ ડગલુંય જવાશે નહિ. એ ભારે મુશ્કેલી થશે."

અન્નપૂર્ણા બોલી: "એ તો કર્યું ભોગવવું પડે! બાબુ, તું મારી પાસે બે દિવસ રહીશ?"

બાબુએ માથું ધૂણાવી કહ્યું: "નહિ, નહિ, તમારી પાસે નહિ રહેવાનો." કહી તે પાલખીમાં જઇને બેસી ગયો.

બિન્દુ પિયરથી પાછા આવ્યા પછી દશેક દિવસે એક બપોરે અન્નપૂર્ણાએ તેના ઓરડામાં પગ મૂકતાં કહ્યું: " નાનીવહુ ! "

બિન્દુ પોતાની આસપાસ કપડાનાં ઢગલા કરીને બેઠી હતી. તેને એ રીતે બધું પાથરીને બેઠેલી જોઈ અન્નપૂર્ણાએ પૂછ્યું: " ધોબી આવ્યો છે ? "

બિન્દુ કાંઈ બોલી નહિ. અન્નપૂર્ણા તેના ચ્હેરા સામે જોઇ ડરી ગઈ. તેણે ઉદ્વિગ્ન થઇને પૂછ્યુ: " શું થયું છે ? "

બિન્દુએ પીધેલી સીગારેટનાં ઠુંઠાં બતાવી કહ્યું: " આ બધું બાબુના ગજવામાંથી નીકળ્યું."

અન્નપૂર્ણા જોઇને દંગ બની ગઈ.

અચાનક બિન્દુથી રડી પડાયું. તે બોલી: " જીજી, તમારા પગે પડું છું. મહેરબાની કરીને એમને ઘરમાંથી

વિદાય કરો તો સારું. અને નહિં તો પછી અમને બીજે ક્યાંક મોકલી દો."

અન્નપૂર્ણાએ કાંઈ જવાબ આપ્યો નહિ. થોડીવાર ગુપચુપ ઉભી રહીને પછી ત્યાંથી ચાલી ગઈ.

સાંજે અમૂલ્ય નિશાળેથી ઘેર આવ્યો ને પાણી પી રમવા ચાલ્યો ગયો. બિન્દુએ તેને કાંઈ કહ્યું નહિ. એટલામાં ભૈરવ—નોકર ફરીઆદ કરવા આવ્યો: " નરેન્દ્રબાબુએ કાંઇ વાંક વિના મને સોટા લગાવી દીધા."

માધવે કચેરીમાંથી આવીને કપડાં બદલ્યાં ને જરા મજા કરવા ફરવા જતો હતો તેવામાં આ સાંભળી ખમચીને ઉભો રહ્યો. વાદળ કેવાં ઘેરાઈ રહ્યાં છે એ માત્ર અન્નપૂર્ણા જ મનમાં સમજતી હતી. સાંજ સુધી એણે બિન્દુને ફોસલાવી પટાવી શાંત પાડવા પ્રયત્ન કર્યા: " ગમે તેમ તોય તારો છોકરો છે. આ વખતે એને માફ કર. એને ઓરડામાં બોલાવી જરા ઠપકો આપજો ને થોડો ડારો પણ બતાવજો."

બિન્દુ બોલી: " એ મારો છોકરો નથી, એ હું કાંઈ નથી સમજતી? અને તમે પણ ક્યાં નથી સમજતાં! જીજી, એવી સાચી જુઠી વાતો વધારવાથી શો ફાયદો?"

અન્નપૂર્ણાએ કહ્યું: " હું નહિ, તું જ એની ખરી મા છું. મેં તો તને આપી દીધો છે."

" નાનો હતો ત્યારે ખવડાવી—પીવડાવી લાડ લડાવ્યા ને હવે મોટો થઈ ગયો છે એટલે તમે તમારો દીકરો પાછો

સંભાળી લ્યો. મારે માથેથી એટલી જંજાળ ઉતારો." કહી બિન્દુ ત્યાંથી ચાલી ગઈ.

રાતે રોતીસુરત મ્હોં લઈ બાબુ અન્નપૂર્ણા પાસે સૂવા આવ્યો.

અન્નપૂર્ણા આંતરિક વસ્તુ સમજીને છણકો કરી બોલી: "અહીં કેમ આવ્યો? જા અહીંથી! કહું છું કે જા!"

અમૂલ્યે મ્હોં ફેરવીને જોયું કે તેના પિતાજી સૂતા હતા; એટલે તે કાંઇ બોલ્યા વિના ધીરેથી ચાલ્યો ગયો.

સવારે કદમ રસોડામાં એઠાં વાસણ લેવા ગઈ તો ઓશરીના એક ખૂણે બળતણના ઢગલા ઉપર બાબુને સૂતેલો જોયો. એ દોડીને બિન્દુને બોલાવી લાવી. એટલામાં અન્નપૂર્ણા પણ પથારીમાંથી ઉઠીને બહાર નીકળી. તે પણ ત્યાં આવીને ઉભી રહી.

બિન્દુએ મ્હેણું મારતી હોય એમ કહ્યું: "રાતે જેઠાણીએ એને કાઢી મૂકયો. રખેને ધોરણમાં ભંગ પડે! કેમ?"

છોકરાની હાલત જોઈને ક્ષોભ અને દુ:ખથી તેની આંખોમાં પાણી આવી ગયાં હતાં. પરંતુ બિન્દુના નિષ્ઠુર તીરસ્કારથી તે બળી ગઇ: બોલી: "તારો વાંક ઠીક બીજાને માથે ઓઢાડતાં આવડે છે!"

બિન્દુએ બાબુને તેડી લીધો ને જોયું તો તેનું આખું શરીર તાવથી ધીખી રહ્યું હતું. તે બોલી: "આખી રાત કારતક મહિનાની ઝાકળ પડી હતી એટલે તાવ તો હશે જ.

હવે તો એને તાવ ઉતરી જાય એટલે મારો જીવ ઠેકાણે આવે."

અન્નપૂર્ણાએ વ્યગ્રતાથી નીચા નમી પૂછ્યું: "તાવ આવી ગયો? જોઉં, કેવોક છે?"

બિન્દુએ એનો હાથ તરછોડી નાખ્યો ને બોલી: "રાખો હવે, અત્યારેય તાવ જોવા આવવાની શી જરૂર હતી?" કહી સૂતેલા બાબુને સ્વચ્છંદતાથી તેડીને અને અન્નપૂર્ણા તરફ ઝેરીલી નજર ફેંકતી પોતાના ઓરડામાં ચાલી ગઈ.

પાંચ–છ દિવસમાં અમૂલ્ય સાજો થઇ ગયો. પણ જેઠાણીનો વાંક બિન્દુએ માફ કર્યો નહિ. તે દિવસથી તે એની સાથે બોલતી પણ ન હતી.

અન્નપૂર્ણા મનમાં બધું સમજી ગઈ હતી. એટલે તે પણ કાંઇ બોલ્યા વગર મૂંગી મૂંગી કામકાજ કર્યા કરતી. બિન્દુએ બધો વાંક એના માથે ઓઢાડ્યો એ અન્યાય તે પણ ભૂલી શકી નહિ. વાતવાતમાં એક દિવસ ભૂલથી તેણે એ હાયવરાળ એલોકેશી પાસે કાઢી: "બાબુને તાવ આવ્યો હતો એમાં તો નાની વહુનો વાંક હતો. છોકરો મરી ન ગયો એટલાં ભાગ્ય સારાં!"

એલોકેશી તો રાહ જ જોઈ રહી હતી. એના પેટમાં તો ખીર ખાટી થાય તેમ ન હતું. તેણે જઈને તરતજ રજેરજ વાત બિન્દુને જઇને કહી. બિન્દુએ વાત તો સાંભળી, પણ કાંઈ બોલી નહિ. અને એણે એ વાત જાણી લીધી છે એ પણ એલોકેશી સિવાય બીજાથી અજાણ્યું જ રહ્યું.

બિન્દુ તો જેઠાણી સાથે બોલતી જ ન હતી. કેટલાય દિવસથી તે નવા મકાનમાં ચીજ-વસ્તુઓ ધીમે ધીમે ખસેડતી રહેતી હતી. હવે કાલ સવારે જ નવા મકાનમાં રહેવા જવાનું નક્કી કર્યું હતું. યાદવ ઘરમાં બેઠાબેઠા બાબુ સાથે ગમ્મત કરતા હતા ને માધવ કોઈ કેસના કામે બહાર ગયા હતા એટલે ઘેર ન હતા. એટલામાં એક દુ:ખદાયી બનાવ બની ગયો. સાંજે માસ્તર બાબુને ભણાવવા આવ્યા. કોણ જાણે કેમ, પણ બિન્દુએ તેને પોતાની પાસે બોલાવ્યા ને કહ્યું: "કાલથી નવા મકાને ભણાવવા આવજો."

માસ્તર 'જેવો હુકમ' કહી ચાલવા લાગ્યા; એટલે બિન્દુએ તેમને ઉભા રાખી પૂછ્યું: "આજ કાલ અમૂલ્યનો અભ્યાસ કેવો ચાલે છે?"

માસ્તર કહે: "લખવા-વાંચવામાં તો હોંશિયાર છે. દરેક વર્ષે પહેલે નંબરે પાસ થાય છે."

"એ તો પાસ થાય છે જ ને! પણ હમણાં એ બીડી પીવા શીખ્યો છે એ જાણો છો ને?" બિન્દુએ પૂછ્યું.

માસ્તરે આશ્ચર્ય ચકિત બની પૂછ્યું: "બીડી પીતાં શીખ્યો છે? ભારે નવાઈની વાત! પણ મને લાગે છે કે, એ કોઈની દેખાદેખીથી બીડી પીતાં શીખ્યો હશે. સોબત તેવી અસર!"

"કોની સોબતમાં એ રખડે છે? એને બીડી પીતાં કોણે શીખવ્યું" બિન્દુએ પૂછ્યું. પણ માસ્તરે જવાબ આપ્યો નહિ, એટલે બિન્દુ આગળ બોલી: "એના બાપાજીને આ વાત તમે જઈને કહેજો."

માસ્તરે ડોકું ધુણાવી હા કહી. "પણ....જુઓ પાંચ છ દિવસ પહેલાં કેટલાક છોકરાઓએ સ્કુલના રસ્તે એક માળીના બગીચામાં પેસી તેની કેરીઓ તોડી નાખી, કયારા ભાંગી નાખ્યા અને એના છોડ બધા ખૂંદી નાખ્યા."

બિન્દુ શ્વાસ રૂંધી બોલી: "પછી ?"

"માળીએ આવીને હેડ માસ્તર પાસે ફરીઆદ કરી. માસ્તરે તેને નુકસાનીના દશ રૂપિયા આપી ટંડો પાડયો."

બિન્દુનું હૃદય એ વાત માનવા ના કહેતું હતું; તેથી ખાત્રી કરવા તેણે પૂછયું: "મારો બાબુ એમાં હતો ? એણે રૂપિયા કયાંથી આપ્યા ?"

"એ તો ખબર નથી, પણ તોફાન કરવામાં એ હતો ખરો. આપણા નરેન્દ્ર બાબુ અને નિશાળના બીજા ત્રણ ચાર છોકરા પણ એ તોફાન કરવામાં હતા. મને તો હેડ માસ્તર સાહેબે બધી વાત કહી ત્યારે ખબર પડી !"

બિન્દુએ પૂછયું: "રૂપિયા આવી ગયા ?"

"હાજી. રૂપિયા આવી ગયા એમ સાંભળ્યું છે."

"એમ ! ઠીક, તમે તમારે જાવ." કહી બિન્દુ વિચારમાં પડી ગઈ. એ થોડીવાર ચુપચુપ બેસી રહી. પછી માત્ર ગણગણી: "મને પૂછયા ગાછયા વિના રૂપિયા આપી દીધા. આટલી બધી હિંમત ઘરમાં કોણે કરી ?"

એક તો એનું મન ઉંચું હતું, જીજી સાથે બોલતી ચાલતી ન હતી; એમાં વળી આ સમાચાર સાંભળી હિતાહિતની એની દૃષ્ટિ નાશ પામી.

એ ઉઠીને રસોડામાં ગઈ. અન્નપૂર્ણા બાબુ માટે શાક તૈયાર કરતી હતી. તેણે નાની વહુને આવતી જોઈ તેના તરફ જોયું તો તેનું રોષભર્યું મોઢું દેખાયું.

" જીજી, હમણાં બાબુને કાંઈ રૂપિયા આપ્યા હતા ? "

અન્નપૂર્ણાને જે વાતની બીક હતી તે પ્રશ્ન પૂછાતાં એ ડરી. તેનું ગળું સુકાઈ ગયું; છતાં તે ધીમેથી બોલી: " તને કોણે કહ્યું ? "

બિન્દુએ જવાબ આપ્યો: " કોણે કહ્યું એનું તમારે શું કામ છે? મારે તો એ જાણવું છે કે એણે શું કહીને તમારી પાસેથી પૈસા માગ્યા ને તમે શું સમજીને એને પૈસા આપ્યા. "

અન્નપૂર્ણા કાંઈ બોલી નહિ.

બિન્દુ બોલી: " હું એને ઠપકો આપું એ તમને ગમતું નથી એટલે તમે મારાથી છુપાવો છો. બાબુ ગમે તે કરશે, પણ જુઠ્ઠું તો નહિ જ બોલે. તમે જાણી બુઝીને પૈસા આપ્યા છે, એ સાચું કે જુઠ્ઠું ? "

અન્નપૂર્ણા ધીમેથી બોલી: " સાચું. પણ બહેન, એને આ વખતે માફ કર. એની વતી હું માફી માગું છું. "

બિન્દુની છાતીમાં આગ સળગતી હતી. તેણે કહ્યું: " માત્ર આ વખતે જ! નહિ, હું તો એને હંમેશાં માફ કરૂં છું. હવે ફરી કદી નહિ કહું. હવે વાત પણ નહિ કરૂં. એ આ રીતે ધીમે ધીમે આંખ સામેથી જહનમમાં જાય એ મારાથી સહન નથી થતું. એના કરતાં તો એ બીલકુલ

જાય તો સારૂં. પણ તમારી આટલી હિંમત!"

છેલ્લું વાક્ય અન્નપૂર્ણાને તીર જેવું વાગ્યું. છતાં પણ તે નિરૂત્તર બની બેઠી. પણ બિન્દુ જેમ જેમ બોલતી જતી હતી તેમ તેમ તેનો ક્રોધ પણ વધતો જતો હતો. છેવટે તેણે ચીડાઈને કહ્યું: "વાત વાતમાં સમજ્યા વગર તમે કહી નાખો છો કે આ વખતે એને માફ કર. તમારા જેટલો એનો વાંક નથી. હું તમને માફ નથી કરવાની."

ઘરનાં નોકર-ચાકર પણ ઓથે ઉભાં રહીને સાંભળતાં હતાં. અન્નપૂર્ણાથી હવે રહેવાયું નહિ. તે બોલી: "શું કરી નાખવાની? તારૂં ચાલે તો ફાંસીએ ચડાવજે, જા!"

અગ્નિમાં ઘી હોમાયું. બિન્દુ આગ પેઠે ભભુકી ઉઠી: "તમારે માટે તો એ જ સજા છે."

"ઘરના છોકરાને બે રૂપિઆ આપ્યા એમાં તે કયો મોટો ગુનો કરી નાખ્યો?"

કઇ વાતમાંથી કઇ વાતમાં ઉતરી પડયાં. બિન્દુ મૂળ વાતને ભૂલી બોલી ગઈ: "એ પણ તમારાથી કેમ અપાય? એમ પૈસા ઉડાવવાના હોય કયાંથી?"

અન્નપૂર્ણા બોલી: "તું પૈસા કાંઈ નથી વાપરતી?"

"હું વાપરૂં છું તે મારા છે એટલે. પણ કહો તો ખરાં કે, તમે કોના વાપરો છો?"

હવે તો અન્નપૂર્ણા પણ ભયંકર ક્રોધાવેશમાં આવી ગઈ. તે ગરીબ ઘરની દીકરી હતી એટલે એ સમજી કે બિન્દુએ મને મહેણું માર્યું. તે ઉભી થઈ જતાં બોલી: "તું

પૈસાદારની છોકરી છું તે જાણી હવે ! એમાં આટલો બધો રૂઆબ કોના ઉપર કરે છે ? જાણે બીજા કોઇને પૈસા વાપરવાના મળતા જ નહિ હોય ! ને છોકરાને રૂપિયો—બે રૂપિયા વાપરવા આપતા જ નહિ હોય !"

બિન્દુ બોલી : "હું એવો અહંકાર નથી રાખતી. પણ તમે જરા વિચાર તો કરી જુઓ કે તમે બાળુને જે કાંઇ પૈસા વાપરવા આપો છો તે કોના આપો છો ?"

અન્નપૂર્ણા ચીડાઈ ગઈ : "કોના પૈસા આપું છું ? મોઢે આવે એવું તું બોલી નાખે છે. ભલી થઇને તું જા અહીંથી !"

બિન્દુ બોલી : "આજની રાત જાય એટલે જવાની-જ છું સ્તો ! પણ કોના પૈસા વપરાય છે એ કેમ બોલતાં નથી ? કોની કમાઈ ઉપર આ તાગડધીન્ના કરો છો, એ તો જાણો છો ને ?"

બિન્દુથી બોલતાં તો બોલાઈ ગયું, પણ તે સ્તબ્ધ બની ગઈ.

અન્નપૂર્ણાનો ચહેરો લેવાઈ ગયો. તે નાની વહુ તરફ તાકી રહી, પછી તેની સામે જોઈ બોલી : "તારા ધણીની કમાઈ ઉપર અમે નભીએ છીએ. હું તો તારી દાસી છું, ચાકરડી છું, અને એ તમારા નોકર—ચાકર છે, એમ તું કહે છે ને ? ત્યારે આટલા બધા દિવસ સુધી તું કેમ એવું બોલી નહિ !"

અન્નપૂર્ણાના હોઠ ક્રોધથી કંપી ઉઠ્યા. દાંત વચ્ચે હોઠ

પીસીને તેણે ગુસ્સો દબાવ્યો, ને પછી થોડીવાર રહીને બોલી : “ જ્યારે નાના ભાઈને ભણાવવા માટે એમણે એક જ ધોતીઆથી ચલાવ્યું ત્યારે તું નાની વહુ, ક્યાં હતી? ઘર સળગી ગયું ત્યારે ઝાડના છાંયે રાંધીને આ નવું વડિલોપાર્જીત મકાન ઉભું કર્યું ત્યારે તું ક્યાં ગઈ'તી?”

બોલતાં બોલતાં એની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. સાડીના છેડા વડે લુછતાં તે બોલી : “તારા મનની વાત જો એ જાણતા હોત તો આમ અફીણની કાંકરી ચડાવીને હુક્કાની નળી મોંમાં લઈ એદી પેઠે પડયા પડયા દિવસો ન ગાળત! એ એવા માણસ નથી. તારો ધણી એકલો જ એને ઓળખે છે. એ એને દેવ જેવા માને છે. આજ મારે લીધે તેં આવું સંભળાવીને એમનું અપમાન કર્યું!”

એટલામાં યાદવ આવીને આંગણામાં થંભી ગયો. તે બોલ્યો; “ મોટી વહુ!”

પતિનો અવાજ સાંભળી અન્નપૂર્ણાનું આત્માભિમાન તોફાની સમુદ્રની પેઠે ઝંઝાવાતે ચઢયું. તે દોડીને બહાર આવી અને બોલી: “જેનામાં પોતાનાં બૈરી–છોકરાનું પોષણ કરવાની શક્તિ નથી એમને ગળે ફાંસો ખાવા દોરડું કેમ નહિ મળતું હોય?”

યાદવ હાંફળોફાંફળો થઈ બોલ્યો: “ પણ થયું છે શું ?”

“થાય શું ? કશું થયું નથી. નાનીવહુએ આજ સંભળાવ્યું કે હું એની દાસી છું ને તમે એના નોકર છો.”

ઓરડાની અંદર રહેલી બિન્દુએ દાંત વચ્ચે જીભ દબાવી કાનમાં આંગળીઓ નાખી દીધી.

અન્નપૂર્ણાએ રડતાં રડતાં કહ્યું: "એક પૈસો કોઈને આપવો હોય તો આપવાનો મને હક્ક નથી, એવું તમારા જીવતાં મારે આજે સાંભળવું પડયું. તમારી સામે ઉભી રહીને આજ સોગંદ ખાઉં છું કે, આ ઘરમાં એ લોકોનું અનાજ ખાઉં તો બાપુનું માથું વાઢી ખાઉં!"

બિન્દુએ કાનમાં આંગળીઓ ઘાલ્યા છતાં આ વાત અસ્પષ્ટ પણ સંભળાયા વિના ન રહી. તેનાથી બોલી જવાયું: "અરર! જીજી, આ તમે શું કર્યું?"

બોલતાં બોલતાં, આજ બારે વર્ષે ફરીવાર એ મૂર્છા ખાઇને પડી.

પતિના ગૌરવથી અન્નપૂર્ણાની છાતી ગજગજ ઉછળવા લાગી. તે બોલી: "જે થયું તે ઠીક થયું. સતીને આત્મહત્યા કરી હતી, પણ હું સોગંદ ખાઇને કહું છું કે, બીજાને ઘેર રસોઈ–પાણી કરીને પેટ ભરીશ, પણ તારૂં અન્નજળ તો મારે આજથી હરામ છે! તું બોલી શું? એમનું આવું અપમાન!"

**નવા મકાનમાં** યાદવ, અન્નપૂર્ણા અને અમૂલ્ય સિવાય સઘળાં આવી ગયાં હતાં. બિન્દુની ફઈ, ફઈની છોકરી, ભાણેજ, ભત્રીજા, પિયરથી માબાપ અને તેમના નોકર-ચાકર વગેરે આવવાથી ઘર આખું ભર્યું ભર્યું થઈ ગયું હતું. તે આ ઘરમાં રહેવા આવી તે દિવસે જ માત્ર તેને બેચેની જેવું લાગ્યું, પણ પછી તો વસતીને લીધે એને એકલાયું ભૂલાવા લાગ્યું અને ગુસ્સો ઉતરતાં અન્નપૂર્ણા આવી જશે અને તેની સાથોસાથ અમૂલ્ય પણ આવશે એમ એણે ચોક્કસ માનેલું; એટલે પોતાના કામમાં એ નિશ્ચિંત જીવે પરોવાઈ ગઈ.

બિન્દુના પિતાએ તેને પૂછ્યું: "બેટા, તારો બાબુ કેમ દેખાતો નથી?"

બિન્દુએ મિતાક્ષરી જવાબ આપ્યો: "એ હમણાં પેલે ઘેર છે."

માએ પૂછ્યું: "તારી જેઠાણી આવી નથી?"

બિન્દુ બોલી: "ના."

મા બોલી: "બધાય અહીં આવે તો પછી એ ઘરે કોણ રહે? વડિલોનું મકાન કાંઇ બંધ થોડું જ રખાય?"

બિન્દુ બોલ્યા વગર પોતાને કામે ચાલી ગઈ.

યાદવ દરરોજ સાંજે આવતો ને બહાર ઓટલે બેસીને બધાના ખબર અંતર પૂછી ચાલ્યો જતો, પણ ઘરમાં પગ મૂકતો નહિ. વાસ્તુ–પૂજાના આગલા દિવસે રાત્રે તેણે અંદર આવી એલોકેશીને બોલાવીને બધા સમાચાર પૂછવા માંડયા. બિન્દુને ખબર પડી કે જેઠ આવ્યા છે, અને એલોકેશી સાથે વાતો કરે છે એટલે તે ઓથે ઉભી રહીને સાંભળવા લાગી. પિતાથી પણ વધુ લાડપાન જેઠ તરફથી એને મળ્યાં છે. એણે કેટલો સ્નેહ દાખવેલો? યાદવ બિન્દુને 'વહુરાણી' કહ્યા વિના બોલાવતો નહિ. 'નાનીવહુ' એવો શબ્દ એણે કદી ઉચ્ચાર્યો જ નહતો. જેઠાણી સાથે ઝગડો થાય ત્યારે પણ એણે જેઠ પાસે ફરીયાદ કરી છે અને તેમાં તેનો જ પક્ષ ખેંચ્યો હોય. આજ એમની જ સામે અસ્સીમ શરમથી તેનું ગળું રૂંધાઈ ગયું. યાદવ ચાલ્યો ગયો એટલે બિન્દુએ એકાંત ઓરડામાં જઈ, મ્હોં આડો કપડાનો ડુચો ભરાવી ડૂસકે ને ડુસકે રડવા માંડયું. ચારે બાજુ માણસો હતાં. રખેને કોઈ સાંભળી ન જાય એટલી સાવચેતી પૂર્વક તેણે હીબકાં ભર્યાં!

બીજે દિવસે સવારમાં બિન્દુએ પોતાના પતિને બોલાવીને કહ્યું: "આટલી વેળા થઇ ગઇ, ગોર આવીને બેઠા છે, તોય મારા જેઠ હજી કેમ આવ્યા નથી?"

માધવે આશ્ચર્ય પામી પૂછ્યું : " એ શું કામ આવે ?"

બિન્દુએ વધુ નવાઈ પામી પૂછ્યું: "શું કામ આવે એમ કેમ પૂછો છો ? એના સિવાય બીજું કોણ કરશે ?"

માધવે કહ્યું: " હું કે જીજાજીપ્રિય બાબુ બધું કરશું; મોટાભાઈ તો નહિ આવે."

બિન્દુએ ગુસ્સે થઈ કહ્યું: " નહિ આવી શકે, કહ્યું એટલે ચાલશે કેમ ? એમના જીવતાં આ બધું કરવાનો બીજાઓને શો અધિકાર છે ? નહિ, એવું જરાય નહિ ચાલે. એના સિવાય બીજા કોઇને હું એ કામ કરવા નહિ દઉં."

માધવ બોલ્યો: " તો બધું બંધ રહેવા દો. એ તો ઘેર પણ નથી: ક્યાંઇક કામ પર ગયા છે."

" આ બધું મોટી શેઠાણીનું કારસ્તાન લાગે છે. ત્યારે તો એ પણ નહિ આવે એમ લાગે છે." કહી બિન્દુ રોતી-સૂરત મ્હોં લઇ ચાલી ગઇ. તેને માટે પૂજાપાઠ, ઉત્સવ–મહોત્સવ, ખાવાપીવાનું–સઘળું એક જ ક્ષણમાં રસહીન બની રહ્યું. ત્રણ ત્રણ દિવસથી એ ઝંખતી હતી કે આજ જેઠ આવશે, જીજી આવશે અને બાબુ પણ આવવાનો. આજના આખા દિવસના કાર્યક્રમ ઉપર મદાર બાંધી મનોરાજ્ય ઉપર નિશ્ચિંતતા બીછાવી તે બેઠી હતી, તે તેના સિવાય બીજું કોઇ જાણતું ન હતું. પતિના એક જ શબ્દે તેના સર્વ મનોરથો ભાંગીને ભૂક્કો થઇ ગયા અને ઉત્સવનો વ્યર્થ પરિશ્રમ શીલા પેઠે તેની છાતી પર લદાઇ ગયો.

એલોકેશીએ આવીને કહ્યું: "નાનીવહુ, ભંડારની

આવી આપજો. કંદોઈ 'સંદેશ' લઈને આવ્યો છે."

બિન્દુએ અણગમતે મને કહ્યું: "અત્યારે તો ગમે ત્યાં મૂકાવી દ્યોને, પછી જ્યાં મૂકવા હશે ત્યાં મૂકાવી દઈશું."

"ક્યાં મૂકાવું? બહાર તો કુતરાં બીલાડાં મ્હોં ઘાલી જાયને!"

"તો ફેંકાવી દ્યો." કહી બિન્દુ ત્યાંથી ચાલતી થઈ. બિન્દુની ફોઈજીએ આવીને પૂછ્યું: "બિન્દુ! કેટલો લોટ બંધાવવો છે? જરા એક વખત બધું સમજાવી જા!"

બિન્દુએ મ્હોં ચડાવી રોષ પૂર્વક કહ્યું: "કેટલો લોટ બંધાવવો, એ હું શું જાણું? તમે મારા કરતાં મોટાં છો ને અનુભવી પણ છો."

ફોઈજી દંગ બની બોલ્યાં: "લ્યો સાંભળો વાત! અત્યારે કેટલા માણસ જમનાર છે એ હું શું જાણું?"

બિન્દુએ ગુસ્સામાં જવાબ આપ્યો: "તો જાવ પૂછો જઈને એમને! આ બધું કામ તો જીજી કરતાં. બાબુના જનોઈ વખતે ત્રણ દિવસ સુધી આખી નાત જમી, પણ કોઈ દિ મને એમણે કહ્યું નહોતું, કે નાનીવહુ, તું આ કામ કર કે તે કામ કર. અને પૂછ્યુંયે નહોતું કે શું કરવું છે કે શું નહિ!" કહી બિન્દુ બીજા ઓરડામાં ચાલી ગઈ. કદમે આવીને પૂછ્યું: "જીજી, જમાઈબાબુએ કહ્યું કે પૂજાનાં કપડાં લત્તાં—"

પણ કદમ બોલી રહે તે પહેલાં તો બિન્દુએ ત્રાડ

પાડીઃ "બધાં ભેગાં થઇને મને ખાઇ જાવ! જા, ચાલીજા અહીંથી!"

કદમ ગભરાઇને પાછી હઠી ગઈ.

થોડી વાર પછી માધવે આવીને કેટલાક ઘાંટા પાડયા ને કહ્યુંઃ "કયાં ગઈ? સાંભળે છે?"

બિન્દુ પાસે આવીને ધ્રુજતી હોય એમ બોલીઃ "મારાથી નહિ બને. હું કાંઇ નહિ કરી શકું—નહિ જ કરૂં. બસ થયું?"

માધવ દંગ બની તેની સામે તાકી રહ્યો.

બિન્દુ બોલીઃ "મને શું કરવું ધાર્યું છે? ગળામાં ફાંસો નાખવો બાકી છે. એ બાકી હોય તો પુરૂં કરો એટલે છૂટકો પતે!" કહી રડતી રડતી તે ત્યાંથી જલદી બહાર ચાલી ગઈ. સૂર્યનારાયણનો પ્રયાસ આગળ વધ્યો.

બિન્દુ કાંઇ કામ કરવાનું માથે લીધા સિવાય બીજાની ભૂલો શોધતી આ ઓરડેથી બીજે ઓરડે ઘૂમવા લાગી. કોઇએ ઉતાવળથી વાસણ રસ્તામાં મૂકેલાં તે એણે પગને ઠેબે ચડાવીને દૂર ફેંકી દીધાં ને કામ કેમ થાય છે એ બતાવ્યું. કોઇનું ભીનું ધોતીયું તારવ્યા વિનાનું સુકાતું હતું, તે ઉડીને બિન્દુને અડયું એટલે તેણે તેના ફાડીને ટૂકડે ટૂકડા કરી નાખ્યા, અને ધોતીયું સૂકવવાનો બોધપાઠ ભણાવી દીધો. જે કોઈ એની નજરે પડતું તે ડરનું માર્યું સામેથી ખસીને બાજુ પર થઇ જતું.

ગોર મહારાજે જાતે અંદર આવીને કહ્યુંઃ "ઘણું

મોડું થઈ ગયું. હજી કંઈ તૈયારી હોય એમ લાગતું નથી."

બિન્દુએ ઓથે ઉભા રહી જવાબ આપ્યોઃ "ઘરમાં કામકાજ હોવાને લીધે થોડું ઘણું મોડું તો થાય જ." કહી એક વાસણને પગને ઠેબે દૂર ઉડાડીને તે બીજા ઓરડામાં જઈ નિર્જીવ-લાકડા જેવી-થઇને પડી. દશેક મિનિટ પછી અચાનક તેના કાનમાં એક પરિચિત અવાજના ભણકારા વાગતાં તે ઝબકીને ઉભી થઇ અને બહાર જોયું તો અન્નપૂર્ણા આંગણામાં ઉભી હતી.

દુઃખ અને અભિમાન ભરી રડતી આંખો લૂછી બિન્દુએ સાડીનો પાલવ ગળે નાખ્યો ને જેઠાણીને હાથ જોડી પગે લાગતાં બોલીઃ "જીજી, બાર તો વાગ્યા, હવે કેટલીક દુશ્મનાવટ રાખવી છે? હું ઝેર ખાઉં તો તમે ખુશી થાવ એમ હો તો ઝેર ખાઉં; જાવ ઘરે જઈને એક વાટકો ઝેરનો મોકલી દો!" કહી તેણે ચાવીનો ઝુડો જેઠાણીના પગ પાસે ફેંક્યો અને પોતાના ઓરડામાં જઈ અંદરથી કમાડ બંધ કર્યાં અને જમીન ઉપર ઉંધી પડી રડવા લાગી.

અન્નપૂર્ણાએ ગુપચુપ ચાવીનો ઝુડો ઉપાડી લીધો અને બારણું ખોલી ભંડારમાં પેઠી.

સાંજના ચારેક વાગ્યે લોકોની અવર જવર અને ખાવા પીવાની ધમાલ ઓછી થઇ ગઈ; એટલે ફરી પાછી બિન્દુ કોણ જાણે કેમ પણ અસ્થિર બનીને ઘડી અંદર-ઘડી બહાર એમ આંટા મારવા લાગી.

ભૈરવે આવીને કહ્યું: " અમૂલ્યબાબુ નિશાળમાં નથી. "

બિન્દુએ આંખમાંથી ક્રોધના તણખા વેરતા કહ્યું: " અભાગીઆ ! છોકરાઓ કંઈ રાત સુધી નિશાળમાં બેસી રહેતા હશે ? તું કાંઈ નવો માણસ છું ? ઘરે જઈને તો તપાસ કરવી હતી ! "

ભૈરવ બોલ્યો: " ઘરે પણ નથી. "

બિન્દુ દાંત ભીંસીને બોલી: " કોણ જાણે કોઈ રખડુની સાથે મોઈ દાંડીઓ રમતો હશે ! હવે એને કોઈ જાતની બીક ક્યાં રહી છે ? એની એકાદ આંખ ફૂટી જશે ત્યારે જ મોટી શેઠાણીનું કાળજું ઠરીને થંડું હીમ થશે. જા તું, જ્યાં હોય ત્યાંથી એને શોધી લાવ ! "

અન્નપૂર્ણા ભંડારના ચોકમાં પાંચ દશ સ્ત્રીઓ પાસે બેઠી બેઠી વાતો કરતી હતી તે નાનીવહુને ઉંચે સાદે બોલતાં સાંભળી રહી.

એકાદ કલાક પછી ભૈરવે આવીને કહ્યું: " અમૂલ્ય બાબુ ઘરે છે; પણ આવતા નથી. "

બિન્દુએ એ માન્યું નહિ. તેણે પૂછ્યું: " કેમ નથી આવતો ? હું એને બોલાવું છું એમ કહ્યું હતું ? "

ભૈરવે માથું હલાવી જવાબ આપ્યો: " હા. તોય આવ્યા નહિ. "

બિન્દુ થોડીવાર ચૂપ રહીને બોલી: " એમાં એનો શું વાંક કાઢું ? મા છે એવો જ છોકરો પણ હોયને ! હવે

ફરીવાર જો એ મા દીકરાનું મોં જોઉં તો મને આકરામાં આકરા સોગંદ છે ! ”

મોડી રાતે અન્નપૂર્ણા પોતાને ઘેર જવા તૈયાર થઈ, એટલે માધવ એમની સાથે જઈ તેમને પહોંચાડી આવવા તૈયાર થયો. બિન્દુએ જલદી પોતાના પતિ પાસે જઈ કઠોર સ્વરે કહ્યું: “ સાથે જવા તૈયાર તો થયા છો, પણ એણે આપણા ઘરનું પાણીનું ટીપુંય પીધું નથી એ જાણો છો ને ? ”

માધવ બોલ્યો: “ એ જાણવાની ફરજ તમારી છે–મારી નહિ. કામ બગડતું જોઇને હું જાતે જઈ ને એમને તેડી લાવ્યો હતું, એટલે પહોંચાડવા જવાની મારી ફરજ છે. ”

બિન્દુ બોલી: “ ઠીક, ઠીક. બહુ સારી વાત કરી. તમેય એની તરફ ફરી બેઠા છો. ”

માધવે તેને કાંઈ જવાબ ન આપતાં પોતાની ભાભીને કહ્યું: “ ચાલો ભાભી, હવે મોડું કરો માં ! ”

“ ચાલો. ” કહી અન્નપૂર્ણાએ પગ ઉપાડયો એટલે બિન્દુએ મોટે સાદે બોલવા માંડયું: “ લોક કહેવતમાં કહે છે ને કે, ઘરના દુશ્મન તે આનું નામ ! મોંમાં આવી એવી પાંચ સાત સાચી જુઠી વાતો મેળવીને કહી, દાંત પીસીને સોગંદ ખાધા, ચાર ચાર દિવસ ને રાત બાળુનું મ્હોં પણ જોવા દીધું નહિ–બધું જોનારો હજારો હાથવાળો ભગવાન બેઠો છે, એ ન્યાય કરશે ! ” કહી બિન્દુ મ્હોં આડો છેડો દાબી, રડવું અટકાવવાનો પ્રયત્ન કરતી રસોડામાં ગઈ, અને ત્યાં બેહોશ થઈ ને પડી. શોર મચી રહ્યો એ માધવ અને અન્નપૂર્ણા બન્નેએ સાંભળ્યું.

ચમકીને અન્નપૂર્ણા થંભી ગઈ. તે બોલી: " જોઈ આવું, શું થયું ? "

માધવ બોલ્યો: " કાંઈ જોવાની જરૂર નથી. તમે તમારે ચાલોને ! "

ઝગડાની વાત કોઈ જાણતું ન હતું. આજ સુધી એ છુપું રહ્યું, પણ આજ અચાનક છતરાયું થઈ ગયું. બીજે દિવસે ઘરની બધી સ્ત્રીઓ ટોળું વળીને બેઠી હતી ત્યારે એલોકેશી બોલી: " દેરાણી જેઠાણીને ઝગડો થયો છે એમાં બાબુને શું ? એ તો એક વખત પણ આવ્યો નહિ. નાની વહુએ કહ્યું કે, જેવી મા છે એવો જ છોકરો છે, એમાં જુઠું શું છે ? બહેન, મેં તો કેટલાય છોકરા જોયા છે, પણ આવો નિમકહરામ છોકરો તો કોઇ જોયો નહિ ! "

બિન્દુએ કલાન્ત દૃષ્ટિએ એક તરફ જોયું ને શરમ અને ઘૃણાની મારી નીચું જોઈ ગઈ. એલોકેશીએ ફરી કહ્યું: " નાનીવહુ, તમારે છોકરો જ જોઈએ છે ને ? મારો નરેન્દ્ર શું ખોટો છે ? એને જ તમારે ખોળે લઈ લ્યો. હું તમને આપી દઉં છું. મારી નાખશો–કાપી નાખશો તોય એક હરફ પણ કોઈ દિ ઉચ્ચારે તો કહેજો. એવી ઓલાદ મારી કુખે પાકે નહિ."

બિન્દુ કાંઈ જવાબ આપ્યા વગર શાન્ત બેસી રહી. બિન્દુની મા પાકટ ઉંમરની હતી. તે જમીનદારની દીકરી અને જમીનદારના ઘરની ગૃહિણી હતી. અનુભવ મેળવી મેળવી રીઢી બની હતી. તે બોલી: " તમે કેવી વાત કરો છો ? અમૂલ્ય તો બિન્દુના હાડ માંસનો બનેલો છે. એને

તમે અત્યારે આડી અવળી વાતો કરીને વ્યાકુળ કરો નહિ. બિન્દુ, આ ઝગડો તો માંડ બે દિવસ રહેશે. એટલામાં શું અમૂલ્ય તારો મટી પરાયો થઈ જશે ? ”

ઝળઝળીયાં ભરેલી આંખે મા તરફ જોઈને બિન્દુ બોલ્યા વગર મૂંગી રહી.

સાંજે તેણે કદમને બોલાવીને કહ્યું: “ કદમ, તું તો ત્યાં હાજર હતી. બોલ, મારો એવો શો વાંક હતો કે એ આવા આકરા સોગંદ ખાઇને બેઠી ! ”

બિન્દુ તેને એ વિષય ઉપર પોતાનો મત પૂછવા બોલાવતી હશે એવો એને સ્વપ્નેય ખ્યાલ ન હતો. તે અત્યંત સંકોચાઈને ગુપચુપ બેસી રહી. એટલે વળી બિન્દુ બોલી: “ નહિ, મારા હજાર વાંક હોય તોય તું ઉંમરમાં તો મોટી છું એટલે તારી બે વાત મારે સંભાળવીએ પડે. બોલ, તું જ કહે, મારો કાંઈ વાંક હતો ? ”

કદમે માથું હલાવી જવાબ આપ્યો: “ નહિ જીજી, વાંકની કયાં વાત છે ? ”

બિન્દુએ કહ્યું: “ તો જા પેલે ઘેર જઇને એ બોલે છે તે બધું મારા જેઠને કહી આવ. તને કોઈ વાતનો શો ડર છે ? ”

કદમે હિંમત લાવી જવાબ આપ્યો: “ બીકની વાત નથી. જીજી, પણ એવો ઝગડો–ટંટો વધારવાની શી જરૂર છે ? થવાનું હતું તે થઈ ગયું. ”

બિન્દુ બોલી: “ નહિ, નહિ. કદમ, તું સમજતી નથી. સાચી વાત કહેવામાં ડર શો ? અને સાચી વાત જો જેઠને

ન કહીએ તો તે સમજશે કે બધો વાંક મારો છે. કાઢી મૂકીશ, દૂર હાંકી મૂકીશ, એવું એ નહોતી બોલી? પણ હું કોઈ દિવસ એના ઉપર ગુસ્સે થઈ છું? તેણે મારાથી છાનામાના રૂપિયા શું કામ આપ્યા? મને કેમ વાત ન કરી?"

કદમે કહ્યું: "ઠીક, કાલ જઈશ. આજ તો હવે મોડું થઈ ગયું છે."

બિન્દુ નારાજ થઈને બોલી: "કદમ, મોડું શેણે થઈ ગયું છે? તું મારી વાતને કાપી નાખે છે. વાદળાંને લીધે અંધારૂં લાગે છે; છતાં કોઈને સાથે લઈ જવું હોય તો લઈને જા. અરે ભૈરવ, જરા કહે કે હણુઓ કદમની સાથે જાય."

ભૈરવે જવાબ આપ્યો: "હણુઆ પાસે બાબુજી બત્તીઓ સાફ કરાવે છે."

બિન્દુએ ડોળા કાઢી કહ્યું: "તું વળી સામો જવાબ દેતાં શીખ્યો?"

ભૈરવ બીકનો માર્યો ત્યાંથી ખસી ગયો. કદમને મોકલી બિન્દુ બે ચાર વખત આ ઓરડેથી પેલે ઓરડે આંટા મારી છેવટે રસોડામાં ગઈ. રસોઇયણ રાંધતી હતી. બિન્દુએ તેની બાજુમાં બેસીને પૂછ્યું: "તમારામાં બુદ્ધિ છે: સાચું બોલજો, કોનો વાંક તમને વધારે લાગે છે?"

રસોઇયણે સમજ્યા વગર પૂછ્યું: "શેનો વાંક બા?"

બિન્દુ બોલી: "તે દિવસની વાત. હું કાંઈ બોલી

હતી? માત્ર એટલું જ મેં કહ્યું હતું કે, જીજી, બાજુને કમણાં કાંઈ પૈસા આપ્યા છે? છોકરાના હાથમાં રૂપિયા પૈસા આપવા ન જોઇએ એ કોણ નથી સમજતું? રડા-રોળ કરી મૂકીને ઘર ગજાવી મૂક્યું એને બદલે એટલું જ કહ્યું હોત કે, 'હા, આપ્યા હતા,' તો બધી વાતનો ઝગડો પતી જાત. પણ આવી વાત ઉપર આટલી ચોળાચોળ શીદ કરવી પડે? અને આવા આકરા સોગંદ પણ એને શીદ ખાવા પડે? બે વાસણ ભેગાં થાય ત્યાં રણકારો તો થાય જ. તો પછી આપણે તો જીવતાં જીવ. આવા સોગંદ ખવાતા હશે! ઘરમાં હરીફરીને છે તો એક જ દીકરો અને એના નામના જ સોગંદ! તને હું સાફ કહી દઉં છું કે, આ જન્મમાં તો હું એનું મોંય નથી જોવાની. દુશ્મનની તરફ આંખ ફેરવી લઇશ, પણ એની તરફ તો દૃષ્ટિ નહિ જ નાખું."

રસોઇયણ સ્વભાવે જ બહુ ઓછાબોલી હતી. તે શું બોલે? તેને કાંઇ સમજાયું નહિ; એટલે એ તો ચૂપ રહી. બિન્દુની બન્ને આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં. એકદમ આંખ લુછી નાખી, ગળગળી થઈ જતાં બિન્દુ બોલી: "ક્રોધના આવેશમાં સોગંદ તો ખાઈ જવાય છે, પણ તેથી કાંઈ પાણી પણ ન પીવાય! છોકરાને ય આવવા દીધો નહિ. મોટાની આવી મોટાઈ! ગમે તેમ તોય હું નાની છું. મારામાં સમજણ ઓછી છે. અને ધાર કે હું કદાચ એની પેટની દીકરી હોત તો શું કરત? તમે બધા જોઈ લેજો, હું ય હવે એનું નામ જીભે નહિ લાવું."

રસોઈયણ ચૂપ રહી, એટલે બિન્દુ વળી આગળ

બોલવા લાગ્યા: "સોગંદ ખાતાં એને જ આવડતાં હશે! મનેય આવડે છે. કાલ પેલે ઘેર જઇને કહી આવું કે, 'ઝેરનો પ્યાલો ભરીને ન મોકલો તો તમને આકરા સોગંદ છે' તો પછી શું કરશે? હું બે ચાર દિવસ બેઠી બેઠી જોયા કરીશ ને પછી જઇને સોગંદ આપી આવીશ અથવા ઝેરનો પ્યાલો પીને કહીશ કે જીજીએ મોકલ્યો હતો. જોજો, પછી લોકો એના નામ ઉપર થૂંકે છે કે નહિ? એમ કર્યા વગર એની અક્કલ ઠેકાણે નહિ આવે."

રસોઇયણ ફફડી ઉઠી. તે ધીમેથી બોલી: "અરે! અરે! બા, એવી વાત કરાય? તકરાર કાંઈ રોજ નથી રહેતી. તે પણ તમારા વગર નહિ રહી શકે, અને બાબુ પણ તમારી પાસે આવ્યા વગર ક્યાં રહેવાનો છે? મને તો એમ જ થયા કરે છે કે, આટલા બધા દિવસ એ ત્યાં એકલો કેમ રહી શક્યો?"

બિન્દુ વ્યગ્ર બનીને બોલી ઉઠી: "હું પણ એ જ કહું છું. જરૂર એણે છોકરાને ડારો દઈ, મારઝૂડ કરીને પૂરી રાખ્યો હશે. જે એક રાત પણ મારા વગર સૂઈ શકતો ન હતો તેને આજ મારા વગર ચાર રાત ને પાંચ દિવસ વીતી ગયા. એવી વૈરીનું મોંય જોવું ગમે? મેં તને કહ્યું ને કે, દુશ્મન તરફ જોઈશ પણ એની તરફ તો નહિ જ—આ જન્મમાં તો નહિ."

રસોઇયણે પોતાના હાથની કળા ઉપર એક કાળો ડાઘ બતાવી કહ્યું: "જુઓ બા, હજુય ડાઘ ગયો નથી. તે દિવસ રાત્રે તમે બેહોશ થઈ ગયાં હતાં એટલે તમને

ખબર નહિ હોય, પણ કોણ જાણે ક્યાંથી બાળુ ત્યાં આવીને તમારી છાતી ઉપર પડ્યો. તે રડતો હતો તે તમે જોયું હોય તો...મોત કેવું હોય એનું એને શું ભાન ? છતાં કહે કે, નાની મા મરી ગઈ. આંખ ઉપર પાણી છાંટવાં દે નહિ, પવન નાખવા દે નહિ; ને ખેંચીને ઉઠાડવા ગઈ તો મને બટકું ભરી લીધું. મોટી વહુએ એને ઉઠાડવા માંડ્યો તો એમનેય પાટુએ મારી સાડીનો પાલવ ખેંચી ફાડી તોડી નાખ્યો. એણે તો સહુને એવા ગભરાવી નાખ્યા કે રોગીની સેવા ય શી રીતે કરવી ? છેવટે ચારપાંચ જણ એને પકડીને બહાર ઉપાડી ગયા ત્યારે. ”

બિન્દુ અનિમિષ નયને રસોઈયણની વાતો સાંભળી રહી હતી. તે પછી તેણે ઉંડો નીસાસો મૂક્યો ને ધીમેથી ઉઠીને પોતાના ઓરડામાં જઇ, બારણા બંધ કરી અંદર પડી રહી.

ચારેક દિવસ પછી, બિન્દુનાં માબાપ વગેરે સહુ પોતાને ઘેર જવાનાં હતાં તેને આગલે દિવસે મૂર્છા ઉતર્યા પછી બિન્દુ પોતાની પથારીમાં સૂતી હતી. કદમ પવન નાખતી હતી. ઓરડામાં બીજું કોઈ ન હતું. તેણે કદમને ઇશારાથી તદ્દન પાસે બોલાવી પૂછ્યું: “ કદમ, જીજી આવ્યાં હતાં ? ”

કદમ બોલી: “ નહિ જીજી, અમે આટલાં બધાં છીએ, પછી તેમને તકલીફ આપવાની શી જરૂર છે ? ”

બિન્દુએ થોડીવાર શાંત રહીને કહ્યું; “ એ જ તમારા લોકોમાં ખોડ છે ને ? કદમ, બધી વાતમાં તમે તમારી અક્કલ

પ્રમાણે ક્યાં કરો છો. પણ જાણો છો, આમને આમ તમે બધાં થોડા દિવસમાં મારો જીવ લેશો ! પૂજાને દિવસે તમે બધાં ઘરનાં નોકરચાકર વગેરે હતાં, છતાં એક જણીએ ઘરમાં પગ મૂક્યો નહોતો ત્યાં સુધી તમે બધાં શું કરી શક્યાં હતાં ? અરે તમે ક્યાં ને એ ક્યાં ? ઘરના તમારા બધામાં એની એક આંગળીના ટેરવા જેટલી પણ તાકાદ કૈ'દિ છે ? "

બિન્દુની માએ ઓરડામાં પગ મૂકી કહ્યું: "જમાઈ બાબુ કહે છે કે તું પણ થોડા દિવસ હવા ફેર કરવા અમારી સાથે આવે તો સારૂં."

બિન્દુએ પોતાની મા સામે જોઇને કહ્યું: "મારા જવા આવવાનું શું એમના કહેવા પ્રમાણે થાય છે કે હું એમના કહેવા પ્રમાણે ચાલી આવું ? મારા દુશ્મનના હુકમ વગર મારાથી ડગલુંય કેમ મૂકાય ?"

મા વાત સમજી જતાં બોલી: "તારી જેઠાણીની વાત કરે છે ને ? તેની રજાની હવે શી જરૂર છે ? જુદી થઇને તું અહીં રહેવા આવી છું એટલે હવે જમાઇના કહેવા પ્રમાણે કરી શકાય."

બિન્દુએ માથું હલાવી ના કહી. "નહિ, નહિ. એવું થાય નહિ. જ્યાં સુધી એ જીવે છે ત્યાં સુધી એ ગમે ત્યાં રહે તોય એ કહે એમ જ મારે કરવું પડે. અને મા, મારી મરજી મુજબ હું ઘરમાં ગમે તે કરૂં, પણ તેને પૂછ્યા વગર ઘરની બહાર તો ન જ નીકળાય. નહિ તો મારા જેઠના ગુસ્સાનો પાર ન રહે."

એ વખતે એલોકેશી આવી ચડી. તેણે વાત સાંભળીને કહ્યું: "નાનીવહુ, તમે તમારે જાવ. હું કહું છું ને!"

બિન્દુએ એને જવાબ આપ્યો નહિ. એટલે તેની માએ કહ્યું: "તો એમ કર, બિન્દુ, માણસ મોકલી તેમને પૂછાવી લે."

બિન્દુએ આશ્ચર્ય પામી કહ્યું: "માણસ મોકલીને? મા, એ તો એથીએ ખરાબ હું એના મનને ઓળખું છું. મ્હોંથી કહેશે કે 'જાય', પણ મનમાં ગુસ્સે થઇને બળી જશે; અને જેઠને બેચાર સાચી જૂઠી વાતો ભેળવીને કાંઈનું કાંઇ કહેશે. એના કરતાં મા, તમે જાવ. મારાથી હાલ નહિ અવાય."

જક કર્યા વગર મા ત્યાંથી ચાલી ગઈ.

*

હવે તો સુના મકાનના એકે એક ખૂણા તેને ગળી જવા મ્હોં ફાડીને બેઠા હોય એમ તેને લાગવા માંડ્યું. નીચેનો એક ઓરડો એલોકેશી વાપરતી હતી અને ઉપરનો એક ઓરડો બિન્દુ વાપરતી. બાકી બધા ખાલી ઓરડા 'ખાઉં' 'ખાઉં' પોકારતા. તે સુનમૂન ચારે બાજુ ઘૂમતી ફરતી ત્રીજા માળે એક ઓરડામાં ગઈ. ભાવી પુત્ર-વધુના નામથી તેને માટે આ ઓરડો તેણે તૈયાર કરાવ્યો હતો. આ ઓરડામાં પગ મૂકતાં જ ડોકીયાં કરતાં આંસુ દડદડ સરી પડ્યાં. તે રડતી રડતી નીચે ઉતરતી હતી એવામાં તેને માધવ સામો મળ્યો. તેને જોતાં જ તે બોલી ઉઠી: "હવે શું થશે?"

માધવ સમજ્યા વગર બોલ્યો: “ શેનું ? ”

બિન્દુથી જવાબ આપી શકાયો નહિ. ઊંડો નીસાસો મૂકી બોલી: “ નહિ, નહિ. તમે તમારે જાવ. કાંઈ વાત નથી. એ તો અમસ્થું ! ”

બીજે દિવસે સવારે બહારના ઓરડામાં બેઠો બેઠો માધવ કામ કરતો હતો એવામાં અચાનક બિન્દુએ આવી પૂછ્યું: “ મોટાભાઈ નોકરી કરવા જાય છે ? ”

માધવે ઊંચું જોયા વિના જ જવાબ આપ્યો: “ હા.”

“ હા કેમ ? હવે નોકરી કરવા જેવી આ એમની ઉમ્મર છે ? ”

પહેલાંની પેઠે કાગળ ઉપર નજર રાખી માધવે જવાબ આપ્યો. “ માણસો નોકરી કાંઈ ઉમ્મર ઉપર આધાર રાખીને થોડા જ કરે છે ? નોકરી કરે છે પૈસાના અભાવને લીધે. ”

“ એમને શાની ખોટ છે ? આપણે બેઠાં છીએ ને ! લડાઈ-ઝગડો તો અમારે પારકી જણીઓને થયો છે; પણ તમે તો એમના નાનાભાઈ છો ને ? ”

માધવે કહ્યું : “ ઓરમાન ભાઈ—કુટુંબી.”

બિન્દુ દંગ બની તાકી રહી. તે ધીમેથી બોલી: “ તમે જીવતાં એને નોકરી કરવા દેશો ? ”

માધવે મ્હોં ઊંચું કરી પોતાની પત્ની તરફ જોયું. પછી સ્વાભાવિક શાન્ત સ્વરે બોલ્યો : “ શા માટે ન કરવા

દઉં ? સંસારમાં સહુ પોતપોતાનાં નસીબ લઇને આવે છે અને કર્મનું ફળ ભોગવે છે. એનું દૃષ્ટાંત જીવતો જાગતો હું પોતે જ છું. માબાપ ક્યારે મરી ગયાં તે હું જાણતો નથી. ભાભીને મોઢે સાંભળ્યું છે કે અમે બહુ ગરીબ હતાં, પણ કોઈ દિવસ મને ગરિબાઇની ઝાંખી પણ થઇ નથી. કોણ જાણે ક્યાંથી સ્વચ્છ કપડાં, સ્કુલ કોલેજની ફી, ચોપડીઓના પૈસા, ને પરચુરણ હાથખર્ચી મળ્યા કરતી. હજુ પણ મને ખબર નથી પડી તે એ બધું શી રીતે આવતું. તે પછી વકીલ થઇને કાંઈ જ કમાયો ન હતો, એટલામાં તું કોણ જાણે ક્યાંથી ઢગલા ને ઢગલા રૂપિયા લઇને આવી. સરસ મકાન પણ બંધાઇ ગયું. પણ ભાઇને જ્યારે જોઉં ત્યારે હંમેશાં હાડકાંતોડ મજુરી કરતા જોયા છે. ફાટેલાં કપડાં થીગડાં દઇને પહેરતા. ટાઢ કે વરસાદમાં પણ શરીર ઉપર ગરમ કપડું મેં કદી જોયું નથી. મૂઠી અનાજ ખાઈ ફક્ત અમારે માટે......પરંતુ એ બધી વાત મને યાદે નથી ને યાદ કરવી વ્યાજબી પણ નથી. ફક્ત થોડા દિવસથી જરા આરામ લેતા હતા તે હવે ભગવાન વ્યાજ સાથે વસુલ કરે છે.'' એટલું કહી એકદમ મ્હોં ફેરવીને તે કોઇ જરૂરી કાગળ શોધવા લાગી ગયો.

બિન્દુ સ્તબ્ધ બની રહી. આ ગત દિવસની વાતમાં પતિ તરફનો કેટલો મોટો તિરસ્કાર તેને માટે છુપાયો હતો તે બિન્દુ પોતાના એકેક રક્તબિન્દુમાં અનુભવવા લાગી. તે નીચું જોઈ રહી.

માધવ કાગળ શોધતાં જાણે પોતાને જ કહેતો હોય

એમ બોલ્યો : "નોકરી પણ કેવી? રાજપુરની કચેરીમાં જતાં આવતાં સહેજે ચાર–પાંચ ગાઉની મજલ થાય. ચાર વાગે નીકળી આખો દિવસ ખાધા પીધા વિના નોકરી કરવી ને રાત્રે ઘેર આવી બે કોળીયા ખાવું; અને પગાર માત્ર બાર રૂપિયા!"

બિન્દુ ધ્રુજી ઉઠી: "આખો દિવસ ખાધા પીધા વિના? ને પગાર બાર જ રૂપિયા?"

"હા. બાર જ રૂપિયા. પાકી ઉમર, અફીણી આદમી અને થોડું દૂધ પણ ખાઈ શકે નહિ. ભગવાન આટલા દિવસ પછી હવે દયા કરીને ભાઈની ભવ–વેદના ટાળવાનો ઉપાય કરવા દે તો સારૂં."

બિન્દુની આંખોમાંથી આંસુ ઢળી પડયાં. જે તેણે કદી નહોતું કર્યું તે આજ કરી બેઠી. તે ઝુકીને પોતાના પતિના પગમાં પડી અને ચરણ ઝાલીને રડતી રડતી બોલી: 'તમને પગે લાગું છું, કોઈ ઉપાય કરો. મોટાભાઈ સાવ શક્તિ-હિન થઇ ગયા છે. આમ તો એ બે દિવસ પણ નહિ જીવે.'

માધવે જેમ તેમ કરી આંખમાંનાં આંસુ લુછી કહ્યું: "હું શું કરૂં? ભાભી આપણા ઘરનો એક દાણો અનાજ પણ લેવા નથી માગતાં અને કાંઇ કામ કર્યા વગર એમનો ગૃહસંસાર પણ કેમ ચાલે!"

બિન્દુ રૂંધાયેલ ગળે માંડમાંડ બોલી શકી: "એ હું કાંઈ નથી જાણતી. એટલું જ, કે તમે મારા દેવતા છો અને તે તમારાથી પણ મોટા છે. છી... છી... જે વાત

મનમાં લાવી પણ નથી શકતી, તે વાત…" બિન્દુથી આગળ બોલી શકાયું નહિ.

માધવ બોલ્યો: "ત્યારે તમે ભાભીની પાસે જાવ; એટલે એનો રોષ તો થોડો ઘણો ઉતરે. એ રાજી થાય એમ કરો. આખો દિવસ મારા પગ ઝાલીને બેસી રહેવાથી કાંઈ દિ નહી વળે."

તરત જ બિન્દુ પગ મૂકી દઈને ઉભી થઈ ગઈ અને બોલી: "પગ પકડવાની મને ટેવ નથી. તેણે તે દિવસે પાણી પણ કેમ ન પીધું તે વાત હું હવે સમજી. અને તમે પણ જાણી બુઝીને દુશ્મનની પેઠે ચૂપ રહ્યા. મારો વાંક એટલો બધો શું હતો કે તમે મને વાત પણ ન કરી?"

માધવે પોતાના કાગળમાં ધ્યાન રાખીને કહ્યું: "નહિ, આ વિદ્યા હું મારા ભાઈ પાસેથી શીખ્યો છું. ભગવાન કરે, ને આમ ગુપચૂપ રહી એક દિવસ હું અહીંથી ચાલ્યો જાઉં!"

બિન્દુ આગળ કાંઈ બોલી શકી નહિ. તે ઉઠીને પોતાના ઓરડામાં ચાલી ગઈ ને કમાડ બંધ કરી અંદર પડી રહી.

માધવ ઉઠવાની તૈયારી કરતો હતો, એટલામાં ફરી વળી બિન્દુ ત્યાં આવી પહોંચી. તેની બન્ને આંખો લાલઘૂમ બની ગઈ હતી. તે જોઈ માધવને દયા આવી ગઇ. તે બોલ્યો: "તમે એક વખત ભાભી પાસે જઈ આવો. તમે એમને ઓળખો તો છો. એક વખત જઈને તેની સામે ઉભાં રહેશો એટલે બધું આપોઆપ પાંસરૂં થઈ જશે."

બિન્દુએ અત્યંત કરૂણ કંઠથી કહ્યું: "તમે જાવ,

હું બાળુના સોગંદ ખાઉં છું કે......"

માધવ એના બોલવાના મનોભાવ સમજી જતાં ગરમ થઇને બોલ્યો. "હજાર સોગંદ ખાવાથી પણ હું જઇને ભાઇને કાંઈ કહી શકીશ નહિ. તે જાતે કાંઈ પૂછે નહિ ત્યાં સુધી હું જાતે જઇને તેમને કાંઈ કહું એટલી હિંમત, મારૂં માથું ઉડાવી દેવામાં આવે તોપણ મારામાં નહિ આવવાની."

છતાં બિન્દુ ત્યાંથી ખસી નહિ.

માધવે પૂછયું: "જઈ શકીશ નહિ?"

બિન્દુએ જવાબ આપ્યો. "નહિ." અને તે ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઈ.

**મકાન પાસે** થઇને જ નિશાળે જવાનો રસ્તો છે. પહેલાં તો કેટલાક દિવસો સુધી બાબુ છત્રીની ઓથ કરીને એ રસ્તેથી જતો આવતો, પણ આજકાલ બે દિવસથી લાલ રંગની એ છત્રી આ રસ્તા ઉપર દેખાતી નહોતી. વાટ જોઇને ડોળા ફાડી બેસી રહેવા છતાં બાબુ ત્યાંથી નીકળતો દેખાયો નહિ, છતાં બિન્દુ બારીના કઠેરામાં રસ્તા ઉપર તાકીને બેસી રહેતી. સવારે દશ વાગતાં જાતજાતના રંગની છતરીઓ ઓઢીને કેટલાય છોકરાઓ એ રસ્તે ચાલ્યા ગયા અને સાંજે રજા થઇ ત્યારે પણ કેટલાય છોકરાઓ નીકળ્યા; પણ એ ચાલ, એ છત્રી બિન્દુની નજરે ન પડી. છેક સાંજે તે આંખો લૂછતી નીચે ઉતરી અને નરેન્દ્રને એક બાજુ બોલાવીને પૂછવા લાગી: "નરેન્દ્ર, નિશાળે જવાનો આ સીધો રસ્તો છે, છતાં તે આ રસ્તે થઇને કેમ નિશાળે જતો નથી ?"

નરેન્દ્ર કાંઇ બોલ્યો નહિ.

બિન્દુ બોલી : "તમે બન્ને ભાઈ એક બીજા સાથે વાતોચીતો કરતા સાથે જાવ-આવો એ તો ઘણું સારું."

નરેન્દ્ર પોતાના અનોખા ઢંગથી અમૂલ્ય ઉપર સ્નેહ રાખતો હતો. તે ધીમે બોલ્યા: "તે શરમને લીધે આ રસ્તે નીકળતો નથી. મામી, જુઓ, એ પેલે રસ્તે થઇને નીકળી જાય છે."

બિન્દુએ મહામુશીબતે હસતું મોં રાખી કહ્યું: "તેને કઈ વાતની શરમ લાગે છે ? એને કહી દેજે કે આ રસ્તે થઇને આવે જાય."

નરેન્દ્રે માથું ધૂણાવી કહ્યું: "મામી, તે આ રસ્તે કદી નીકળવાનો નહિ. કેમ નહિ જાય–આવે એ જાણો છો ?"

બિન્દુએ ઉત્સુક બની પૂછ્યું: "કેમ ?"

નરેન્દ્ર બોલ્યો: "તમે ગુસ્સે તો નહિ થાવ ને ?"

"ના."

"એને કોઈ સાથે કહેવરાવશો તો નહિ ને ?"

"ના."

"મારી માનેય નહિ કહો ને ?"

બિન્દુએ અધીર બની કહ્યું: " નહિ રે નહિ. તું તારે કહે. હું કોઈને નહિ કહું."

નરેન્દ્રે ગણગણાટ કરતાં કહ્યું: "ત્રીજા માસ્તરે તેના કાન ખેંચ્યા હતા."

એક ક્ષણમાં બિન્દુ આગ પેઠે સળગી ઉઠીને બોલી:

" કાન કેમ ખેંચ્યા ? તેના શરીરને હાથ પણ અડાડવાની મેં મનાઈ કરી હતી ને ? "

નરેન્દ્રે હાથ હલાવીને કહ્યું: " મામી, એ માસ્તર નવા જ આવેલા છે. એમને ખબર ક્યાંથી હોય ? એટલે એમનો શો વાંક ? આપણો આ નોકર હબુઆ પણ એવો બદમાસ છે ! તેણે આવીને મારી માને કહી દીધું; અને મારી મા પણ કાંઈ ઓછી નથી. તેણે માસ્તરને કહી દેવાનું કહ્યું. ત્રીજા માસ્તરે એ ચટકાથી એના કાન ખેંચ્યા. આવી રીતે કાન પકડીને...." નરેંદ્રે પોતાનો કાન પકડીને ખેંચ્યો.

બિન્દુએ એને તરત જ અટકાવીને પૂછ્યું: " હબુ-આએ શું કહી દીધું ? "

નરેન્દ્ર બોલ્યો: " મામી, એ તો શી ખબર. હબુઆ બપોરે મારો નાસ્તો લઇને આવે છે ત્યારે એ દોડતો આવીને પૂછે છે ' નરેન્દ્રભાઈ, શું નાસ્તો આવ્યો છે એ દેખાડોને ! ' માએ એ સાંભળી કહ્યું, ' અમૂલ્યની નજર લાગશે.' "

બિન્દુએ પૃછયું: " બાબુને માટે કોઇ નાસ્તો લઇને આવતું નથી ? "

નરેન્દ્રે કપાળ ઉપર હાથ લગાડી કહ્યું: " ક્યાંથી લાવે ? એ તો સાવ ગરીબ છે. ગુંજામાં થોડા ચણા લેતો આવે છે, તે રજાના વખતે ઝાડ નીચે બેસીને ફાકે છે."

બિન્દુની આંખ સામે ઘર–બાર અને સારી દુનિયા

ફરવા લાગી. તે ત્યાંની ત્યાં બેસી રહીઃ બોલીઃ “ નરેન્દ્ર, તું જા. ”

તે દિવસે રાત્રે ઘણા ઘાંટા પાડયા પછી માંડ માંડ બિન્દુ ખાવા આવી, પણ કોણ જાણે કેમ તેનાથી ગળે કોળીઓ ઉતર્યો નહિ. છેવટે ‘ તબીયત સારી નથી ’ કહી તે ઉઠી ગઇ. બીજે દિવસે પણ ભૂખી પડી રહી, પરંતુ કોઇને કાંઈ કહી શકી નહિ. તેને વારે વારે એ બીક લાગવા માંડી કે આ વાત કોઇને કહેવામાં પોતાનો વાંક નીકળે તો ! સાંજે પતિ જમવા બેઠા ત્યારે હંમેશની ટેવ મુજબ તે તેની પાસે જઇને બેઠી, અને આડું જોઈ રહી; પરંતુ કોઇ પણ રીતે ખાવા પીવાની ચીજો તરફ આંખ ઉંચી કરીને જોઇ પણ શકી નહિ.

*

ઘરમાં બત્તી સળગતી હતી. માધવ આંખો બંધ કરીને ચૂપચાપ પડયો હતો; એટલામાં બિન્દુ આવી તેના પગ પાસે બેસી ગઈ. માધવે આંખ ઉંચી કરી કહ્યું: “ કેમ, શું છે ? ”

બિન્દુ નીચું જોઈ પતિના પગની એક આંગળીનો નખ ખોતરવા લાગી.

માધવે સ્ત્રીના મનની વાતનું અનુમાન કરી કહ્યું: “ બિન્દુ, હું બધું સમજું છું, પણ મારી પાસે રડવાથી શું વળશે ? તેમની પાસે જા. ”

ખરેખર બિન્દુ રડતી હતી. તે બોલીઃ “ તમે જાવ. ”

" હું જઇને તમારી વતી કાંઈ કહીશ તો ભાઈ મારૂં સાંભળશે જ નહિ."

" હું કહું છું કે મારી ભૂલ થઈ છે. હું કાન પકડું છું. તમે જઇને તેમને કહો."

" મારાથી એ નહિ બને." કહી માધવ પડખું ફરીને સૂઈ ગયો.

છતાં બિન્દુ કેટલીએ વાર સુધી નીસાસા નાખતી ત્યાં બેસી રહી. પણ માધવે કાંઈ કહ્યું નહિ, એટલે છેવટે તે ત્યાંથી ઉઠીને ચાલી ગઈ. પતિના આવા વર્તનથી તેની છાતી ઉપર યોજન જેવડો પર્વત લદાઇ ગયો હોય એમ તેને લાગ્યું. આજ તેને સાફ સમજાયું કે સહુએ તેને તજી દીધી છે.

બીજે દિવસે યાદવે નાનીવહુને જવાની અનુમતી વાળી ચીઠી લખીને મોકલી. બિન્દુના પિતા બિમાર છે માટે તરતજ રવાના થવાનું તેમાં લખ્યું હતું. રડતી આંખે બિન્દુ ગાડીમાં બેઠી. રસોઇયણે ગાડી પાસે જઇને કહ્યું: " બા, પિતાજીને સાજા સારા જોઇને વહેલાં પાછાં આવતાં રહેજો."

બિન્દુ ગાડીમાંથી નીચે ઉતરી રસોઇયણના પગમાં પડી; તેથી તે બીચારી સંકોચને લીધે શરમાઈ ગઈ.

બિન્દુને આવી ઢીલી, આટલી નમ્ર કદી કોઇએ જોઈ નહતી. પગે લાગી, માથે હાથ મૂકી તે બોલી: " નહિ, ગમે તેમ તોય તું બ્રાહ્મણની દીકરી છું. ઉંમરમાં પણ

મારાથી મોટી છું. આશીષ આપો કે હું હવે પાછી ન આવું. આ મારૂં પ્રસ્થાન છેવટનું બને."

બ્રાહ્મણની દીકરી તેના જવાબમાં કાંઈજ બોલી શકી નહિ. બિન્દુનો ચીંતાતુર અને દુઃખી ચહેરો જોઈ તે રોઈ પડી.

એલોકેશી ઉભી હતી. તેણે છણકો કરી કહ્યું: "નાની વહુ, એવી શી વાત કરો છો? શું કોઇનાં માબાપ માંદાં નહિ પડતાં હોય?"

બિન્દુએ કાંઈ જવાબ આપ્યો નહિ. તેણે મ્હોં ફેરવી લઈ આંખો લુછી. પછી થોડી વારે કહ્યું: "બહેનબા, તમને નમસ્કાર કરૂં છું. હું જાઉં છું."

નણંદે કહ્યું: "જાવ, બહેન જાવ, હું ઘરે છું ને! બધી વાતની દેખરેખ રાખીશ."

બિન્દુ કાંઇ વધુ કહી શકી નહિ. કોચમેને ગાડી હાંકી મૂકી.

*

રસોઇયણને મોઢે આ બધી વાતો સાંભળી અન્નપૂર્ણા ચૂપ બની ગઈ.

આ પહેલાં કદિ પણ બિન્દુ બાબુને મૂકીને એકલી પિયર ગઈ ન હતી. આજકાલ મહિના કરતાં વધુ વખત થઈ ગયો, પણ તે એક વખત પણ તેને નજરે જોઈ શકી નહતી. તેનું દુઃખ અન્નપૂર્ણા સમજી.

રાત્રે બાબુ તેના પિતા પાસે સૂતો સૂતો કાંઈક

પૂછતો હતો. નીચે દીવાના અજવાળે થીગડાં મારતી મારતી અન્નપૂર્ણા ઉંડો નીસાસો મૂકી ઉઠી. "રામ! રામ! જતી વખતે તે આ શું બોલી ગઈ, કે આ છેલ્લી વખત જવાનું છે. મા દૂર્ગા કરે ને મારી વહુ સાજીસારી પાછી આવે."

આ સાંભળી યાદવ ઉઠીને બેઠો થઈ ગયો. તે બોલ્યો: "મોટી વહુ, તેં પહેલેથી આજ સુધી સારૂં નથી કર્યું. મારી વહુરાણીને તમે કોઈ પણ ઓળખી શકયાં નથી."

અન્નપૂર્ણાએ કહ્યું: "પણ એકેવાર એ 'જીજી' કહેતી આવી છે? પોતાના છોકરાને તો એ જબરજસ્તી કરીને પણ લઈ જઈ શકત. છતાં તેને ય ન લઈ ગઈ. તે દિવસે આખો દિવસ કામ કરીને થાકી પાકી ઘરે આવતી હતી ત્યારે એણે ઉલટાં કેવાં કડવાં વેણ મને સંભળાવ્યાં?"

યાદવે કહ્યું: "વહુરાણીની વાત માત્ર હું એકલો જ સમજી શકું છું. પણ મોટી વહુ, જો આટલુંય માફ કરવાની તમને બુદ્ધિ નથી, તો મોટી થઇ શા માટે? તું પણ એવી ને એવી છે અને માધવ પણ એવો જ છે. મને લાગે છે કે તમે જ એને ગુંગળાવીને મારી નાખશો."

અન્નપૂર્ણાની આંખોમાંથી આંસુ સરી પડયાં.

બાબુ બોલ્યો: "બાપુજી, નાની માએ આવવાની ના કેમ કહી?"

અન્નપૂર્ણાએ આંખો લુછતાં પૂછ્યું: "તું તારી નાની મા પાસે જઈશ?"

બાબુએ માથું ધૂણાવી કહ્યું: "ના."

" કેમ ? તારી નાની મા તારા નાનાને ઘેર ગઈ છે. તું પણ કાલે ત્યાં જા. "

બાબુ ચૂપ રહ્યો.

યાદવે પૂછયું: " કેમ બાબુ, જઇશ ને ? "

બાબુએ તકીઆ પછવાડે મોં સંતાડી પહેલાંની પેઠે કહ્યું: " નહિ. "

*

વહેલે પરોઢીએ ઉઠીને યાદવ પોતાના કામ ઉપર જવા માટે તૈયાર થઈ જતો. પાંચ છ દિવસ પહેલાંની આ વાત છે. એક દિવસ તે વહેલો તૈયાર થઇ ચલમ પીતો હતો એવામાં અન્નપૂર્ણાએ આવીને કહ્યું: " સવાર પડી ગઈ છે. "

યાદવે વ્યાકુળ થઇને હુકકો એક બાજુ મૂકી કહ્યું: " મોટી વહુ, આજ મારૂં મન વ્યગ્ર છે. રાત્રે મને લાગ્યું કે, જાણે મારી વહુરાણી બારણાની ઓથે આવીને ઉભી છે. "

તે પછી ' દુર્ગા ! દુર્ગા ! ' કહી તે ચાલી ગઈ.

સવારે અન્નપૂર્ણા ગભરાયેલ ચહેરે રસોઈ કરતી હતી એટલામાં પેલા ઘરના નોકરે આવીને ખબર આપ્યા.: "માધવ બાબુ કાલ રાત્રે ફરાસડાંગા ગયા છે. નાનીવહુની તબીયત ઘણી જ ખરાબ થઈ ગઈ છે."

પોતાના પતિની વાત યાદ કરતાં અન્નપૂર્ણાની છાતી ધ્રૂજી ઉઠી: " શું બીમારી છે ? "

નોકરે જવાબ આપ્યો: " એ તો ખબર નથી. પણ સાંભળ્યું છે કે ઘડી ઘડી ઝોલા આવી જાય છે ને બેભાન

થઈ જાય છે. માંદગી આખરી છે."

સાંજે ઘરે આવતાં યાદવ ખબર સાંભળીને રડી પડ્યો: "કેટલી સાધના પછી સોનાની મૂર્તિ ઘરમાં લાવ્યો હતો. મોટી વહુ, તમે એને પાણીમાં ફેંકી દીધી. હું અત્યારે જ જાઉં છું."

દુઃખ અને ગ્લાનીને લીધે અન્નપૂર્ણાની છાતી ભીંસાઈ જતી હતી. બાણુ કરતાંય નાનીવહુ ઉપર તેને અપાર હેત હતું. તેણે પોતાની આંખો લુછી, પતિના પગ ધોવરાવી તેમને સંધ્યા કરવા બેસાર્યા અને તે એક અંધારા ખૂણામાં જઇને બેઠી. થોડીવાર થઈ એટલામાં માધવનો અવાજ સંભળાયો. અન્નપૂર્ણા મહામુશીબતે ત્યાં જ બેસી રહી. રખેને કાંઇ અશુભ સંભળાઈ જાય નહિ!

માધવે રસોડામાં અંધારૂં જોઈ સુક્કા સ્વરે કહ્યું: "ભાભી, ખબર પડ્યા ને?"

અન્નપૂર્ણા ઉંચું જોઈ શકી નહિ.

માધવ બોલ્યો: "અમૂલ્યને અત્યારે એક વખત ત્યાં લઇ જવો પડશે. અંતકાળ નજીક આવી ગયો છે."

અન્નપૂર્ણા આંખો દાબી જોરથી રડી પડી. યાદવ ગાંડા જેવો બની એ ઓરડામાં દોડી આવ્યો અને બોલ્યો: "માધવ, એવું હોય નહિ. હું કહું છું ને કે એવું નહિ બને. મેં જાણ્યે અજાણ્યે પણ કોઇને દુઃખ દીધું નથી. મને આટલી ઉંમરે ભગવાન એવી શિક્ષા નહિ કરે."

માધવ કાંઇ બોલી શક્યો નહિ.

યાદવ બોલ્યોઃ "માધવ, મને બધી વાત કર. હું ત્યાં જઇને વહુરાણીને પાછી તેડી લાવીશ. તું ગભરાઇશ નહિ. ગાડી લાવ્યો છું?"

માધવે કહ્યું: "મોટાભાઈ, હું ગભરાઈ ગયો નથી. પણ તમે આ શું કરો છો?"

"કાંઇ નહિ. ઉઠો, મોટી વહુ, અરે અમૂલ્ય! ચાલ."

માધવે આડા ફરતાં કહ્યું: "મોટાભાઇ, અત્યારે નહિ. રાત વીતી જવાદોઃ સવારે જજો."

"નહિ, નહિ; એવું ન બને. માધવ, તું ગભરાઇશ નહિ. ગાડી બોલાવ; નહિ તો હું પગે ચાલીને પણ જઇશ."

કાંઈ બોલ્યા વગર માધવ ગાડી લેવા ગયો. ગાડી આવતાં ચારે જણ અંદર બેસી ગયાં.

યાદવે પૂછ્યું: "હવે કેમ છે?"

માધવ બોલ્યોઃ "મને પૂરી ખબર નથી. સાંભળ્યું છે કે ચાર પાંચ દિવસ ઉપર તાવ આવ્યો હતો ને પછી વારે વારે બેભાન થઇ જતી. ત્યારથી દવાનું એક ટીપું કે દૂધની ચમચી કોઇ એને પાઈ શકતું નથી. શું થયું છે તે બરાબર સમજાતું નથી; પણ હવે આશા લાગતી નથી."

યાદવે જોરથી કહ્યું: "ખૂબ આશા છેઃ સો વાર આશા છે. મારી વહુરાણી જીવતી છે. માધવ, મારી છેલ્લી ઉંમરમાં ભગવાન મારે મોઢે જુઠું નહિ બોલાવે. હું આજ સુધીમાં કદિ જુઠ્ઠું બોલ્યો નથી."

માધવ વડીલભાઈના પગે માથું મૂકી, ચર્ણરજ માથે ચડાવી ગૂપચૂપ બેસી રહ્યો.

કેટલાય દિવસથી બિન્દુ ખાધા પીધા વિના પોતાના શરીરને ગાળી નાખતી હતી, તેની કોઇને ખબર ન હતી. ગઈ કાલે એ ત્રણ વાર બેભાન થઈ ગઈ હતી–તેનો છેલ્લો ઝોબો વળતો ન હતો. બહુ મહેનત પછી, ઘણે વખતે જ્યારે થોડી હોશમાં આવી ત્યારે નાડી બીલકુલ ધીમી પડી ગઈ હતી. સમાચાર મળતાં માધવ આવ્યો હતો. પોતાના પતિના પગની ચરણરજ લઈ તેણે પોતાના દાંત બંધ કરી દીધા. સેંકડો વાર વિનવણી કરવા છતાં તેણે દુધનું ટીપુંય પેટમાં જવા દીધું નહિ.

માધવે હતાશ બની કહ્યું: “ આમ આત્મઘાત શા માટે કરે છે ? ”

બિન્દુની આંખની પાંપણોમાં આંસુનાં બિન્દુ દેખાયાં. થોડીવાર પછી તે બોલી: “ મારૂં જે કાંઈ છે તે બધું બાળુનું છે; ફક્ત નરેન્દ્રને બે હજાર રૂપીઆ આપજો અને એને ભણાવજો; કેમકે તે મારા બાળુ ઉપર હેત રાખે છે.”

માધવે પોતાના હોઠ દાંત વચ્ચે દબાવીને રડવું આવતું ખાળ્યું.

બિન્દુએ ઇશારાથી માધવને છેક પાસે બોલાવી ધીમેથી કહ્યું: " અને બાળુ સિવાય બીજા કોઈ પાસે મારી આગ ન મૂકાવશો. "

માધવે આ આઘાત લાગે એવી વાત સાંભળી પોતાની જાતને સંભાળી લેતાં કાનમાં કહ્યું: " કોઈ ને મળવું છે ? "

બિન્દુએ માથું હલાવી ના કહી: " ના, ના. રહેવા દો."

બિન્દુની માએ એક વખત દવા પાવાની કોશીશ કરી જોઈ, પણ બિન્દુએ દાંત ભીડી દીધા.

માધવ ઉઠીને ઉભો થઈ ગયો અને બોલ્યો: " બિન્દુ, એવું નહિ ચાલે. અમારી વાત તો તું કાંઇ સાંભળતી જ નથી, એટલે જેમનું કહેવું તું અવગણી શકતી નથી એમને બોલાવી લાવવા પડશે. મારી એટલી વિનંતી માનજે કે, હું પાછો આવું ત્યારે તને જોઈ શકું. "

માધવે બહાર આવી આંખો લુછી. એ રાત્રે બિન્દુ શાન્ત સૂઈ રહી.

*

સૂર્યોદય થવાની તૈયારી હતી, એટલામાં માધવે એકદમ ઘરમાં આવી, બત્તી સળગાવી. બારણું ઉઘડતાં બિન્દુએ આંખ ઉઘાડી ને પ્રભાતના સ્નિગ્ધ પ્રકાશમાં પતિનું

મ્હોં જોયું; એટલે જરા મ્હોં મલકાવી બોલી: “ ક્યારે આવ્યા ? ”

“ આ ચાલ્યો જ આવું છું. મોટાભાઈ પાગલ જેવા બની રડ્યા કરે છે. ”

બિન્દુ થોડીવાર ચૂપ રહીને બોલી: “ અત્યારે કાંઈ નહિ, સૂઈ રહેવા દો. ” કહી તે પડખું ફરીને સૂઇ રહી.

અન્નપૂર્ણા ઓરડામાં આવી. તેના ઓશીકા પાસે બેસી બિન્દુના માથે હાથ ફેરવતાં ફેરવતાં તે ચોંકી ઉઠી. અન્નપૂર્ણા થોડી મિનિટ સુધી તો કાંઈ બોલી શકી નહિ. પછી રડવું દબાવી બોલી: “ નાનીવહુ, દવા કેમ લેતી નથી ? એમ તો પછી મરી જવાય. ”

બિન્દુએ જવાબ આપ્યો નહિ.

અન્નપૂર્ણાએ તેના કાન પાસે મ્હોં લઈ જઈ ધીમેથી કહ્યું: “ મારી છાતી ફાટી જાય છે એ સમજાય છે ને ? ”

બિન્દુએ તેની તરફ જોઇને ધીમેથી કહ્યું. “ જીજી, બધુંય સમજું છું.”

“ તો આ બાજુ મોં ફેરવ. તારા જેઠ તને ઘેર તેડી જવા આવ્યા છે. તારો બાબુ રોઈ રોઇને ઉંઘી ગયો છે. મારી વાત સાંભળ; આ બાજુ મોં ફેરવ.”

છતાં બિન્દુએ મ્હોં ફેરવ્યું નહિ. તેણે માથું હલાવી કહ્યું: “ નહિ જીજી, પહેલાં......”

એ વખતે યાદવ દરવાજા પાસે આવીને ઉભા રહેતાં અન્નપૂર્ણાએ બિન્દુના માથા ઉપર ચાદર ઓઢાડી. યાદવે

માથાથી પગ સુધી ચાદરમાં ઢંકાએલી પોતાની સ્નેહપાત્ર નાનીવહુને નીરખી, આંખમાં આવતા આંસુ મહામુશીબતે ખાળતાં કહ્યું: " ઘેરે ચાલો, નાની વહુ, હું તમને તેડવા આવ્યો છું."

તેના સુકાઈ ગયેલા અને કમજોર ચહેરા તરફ જોઇને પાસે ઉભેલાં બધાંની આંખો સજળ બની. એકાદ ક્ષણ પછી યાદવ ફરી બોલ્યો: " એક દિવસ જ્યારે તું તદ્દન નાની દીકરી જેવી હતી ત્યારે હું જ અહીં આવીને તને મારા ઘરની વહુરાણી–લક્ષ્મીને લઇ ગયો હતો. ફરી અહીં આ રીતે આવવું પડશે એવો મને સ્વપ્નેય ખ્યાલ નહતો. માટે બેટી, સાંભળો. હું ફરીથી અહીં આવ્યો છું તે તમને સાથે તેડીને લઈ જઈશ અને નહિ તો ફરીથી કદી આ ઘર સામે નજર નહિ કરૂં. વહુરાણી! બેટા! તું જાણે છે ને કે હું કદી જુઠું બોલતો નથી."

યાદવ બહાર ચાલ્યો ગયો. બિન્દુએ મ્હોં ફેરવી અન્નપૂર્ણાના ખોળામાં હાથ નાખી કહ્યું: " જીજી, લાવો, ખાવાનું શું આપો છો? અને બાબુને અહીં મારા પડખામાં સુવાડી તમે બધાં બહાર જતાં રહો. બીશો માં; હવે હું મરવાની નથી."

અને ૧૯૪૦ના
સાલનાં પુસ્તકો

સુરેખા

[મૌલીક નવલકથા]

અને

બીજાં પુસ્તકો
માટે અમારૂં
છેલ્લામાં છેલ્લું
સૂચિપત્ર
મંગાવો.



વીશ વર્ષથી ચાલતી
એક જ ગ્રંથમાળા



(૧) આ માળાનું વર્ષ જાન્યુઆરી થી ડીસેમ્બર સુધીનું ગણાય છે.
(૨) આ માળામાં એક વર્ષમાં ક્રાઉન સોળ પેજી ૧૧૦૦ થી ૧૨૦૦ પાનાં જેટલું વાંચન આપવામાં આવે છે.
(૩) વાર્ષિક લવાજમો
હિન્દુસ્તાન માટે [પોસ્ટેજ સાથે]
રૂ. ૫-૦-૦
બ્રહ્મદેશ અને પરદેશ માટે રૂ. ૬-૮-૦ [પોસ્ટેજ સાથે] શીલીંગ ૧૦ દશનો પોસ્ટલ ઓર્ડર મોકલવો.

લખો :

## જ્ઞાનવર્ધક પુસ્તકમાળા
પીરમશા રોડ : અમદાવાદ



અને ૧૯૪...
સાલનાં

સુવાસ...
[ સ્વ. શ...
કમલ...
[સચિત્ર; ૨...
હૃદય–(...
અને બીજ...
[ કલાપી...
સહચરીની શો...
[હાસ્યરસ પ્રધાન સેટાય...
...
[ શરદબાબુ કૃત ]

એસ્ટ્રાન્સ પ્રિ. અમદાવાદ.